# વિષયવાર અનુક્રમણિકા.

વિષય

વિષય. પૃષ્ટ.

વિષય.

વિષય.

વિગત

## છંદની જાતનો નંબર.

છંદના નામ પ્રમાણે અનુક્રમણિકા કરીએ, ત્યારે જે છંદના નામ હોય, તે જ તેમાં આવી શકે. બાકીના રહી જાય. એ નામવાળા છંદની વહેંચણી દશ જાતમાં થાય છે. તે નીચે બતાવી છે, ને આ પછી આવતી નામવાળા છંદોની અનુક્રમણિકામા તેની જાતનો નંબર દરેક છંદના નામની સાથે આપ્યો છે. તેથી, દરેક છંદ પુસ્તકમા કેટલામે પાને છે તે માલમ પડવા ઉપરાંત, તે કયી જાતનો છે, તે પણ જણાશે.

૧—માત્રામેળ નિયમિત.
૨—માત્રામેળ અનિયમિત.
૩—બે જૂદા છંદની વારાફરતી ગોઠવણ.
૪—કડીમાં અથવા તેને અંતે કટકાનો ઉમેરો.
૫—અક્ષરમેળ નિયમિત.
૬—અક્ષરમેળ અનિયમિત
૭—અક્ષરમેળ બે માપ મેળવેલાં.
૮—અક્ષર સંખ્યા કિંચિત લઘુગુરૂ મેળ.
૯—અક્ષરસંખ્યામેળ.
૧૦—કટાવ (દાણ).

## આ પુસ્તકમાં આવેલા નામવાળા બધા છંદની બારાખડીવાર અનુક્રમણિકા.

| નામ | જાત નંબર | પૃષ્ઠ | નામ | જાત નંબર |
| --- | --- | --- | --- | --- |
| સુમુખી | ૫ | ૩૦[illegible] | [illegible]ગીત | ૧ |
| સુરૂપી | ૧ | ૧૮૭ | [illegible]ગિણી | ૬ |
| સ્રગ | ૧ | ૨૦૮ | [illegible]સ | ૫ |
| સેનિ[illegible] | ૫ | ૩૦૬ | [illegible]સા | ૫ |
| સોમરાજી | ૫ | ૩૧[illegible] | [illegible]મી | ૬ |
| સોગ[illegible] | ૨ | ૨૮૧ | [illegible]ગી | ૫ |
| સ્રગ્ધરા | | ૩૪૨ | [illegible]િ[illegible]ન | ૧ |
| સ્રગ્વિણી | ૫ | ૨૧૬ | [illegible]ી[illegible] | ૧ |
| સ્વાગતા | ૬ | ૨૪૧ | | |

---

# સ્વચ્છંદ પિંગળ.

## 'પિંગળ' શબ્દની વ્યાખ્યા.

કવિતા બનાવવાને વાસ્તે, તેના નિયમો, માપો, ને તેમને લગતી વિગત, જે ગ્રથમા સમજાવી હોય, તેને પિંગળ કહે છે

## પુસ્તક બનાવવાની શાસ્ત્રીય રીત.

જે બાબત શિખવવી હોય, તે બાબતને સમજાવવાની ભાષા, તેને શાસ્ત્ર બનાવવા માટે, શાસ્ત્રિય રાખવી, એ રીત કઢગી છે આગળના લગભગ બધા પિંગળકારોએ એમ કર્યું છે પોતાની ખુબીને બતાવવાની એ જગા નથી સામામા ખુબી લાવવાનો એ ઉપાય ઉગતાને ડામી દેવા જેવો છે

## કવિતામાં લખાણ.

પિંગળનુ લખાણ ટુકુ કરવાને વાસ્તે, તેને કવિતામા લખવા જેટલી મહેનત કરવામા આવે છે, પણ તેમા સમજવા જેવુ ઘણુ રહી જાય છે, ને ગુરૂ રૂપે પુસ્તક ઉપરાત માણસની જરૂર પડે છે કવિતામા આપેલી વિગત સહજે યાદ રહે, એમ કહેવાય છે, પણ એમા યાદ રાખવાનું ગરજ લાગે, એવુ બહુ જ થોડુ છે ઠીક સમજાય, માટે કવિતામા દાખલા અપાય છે, પણ તે લાબા હોવાની જરૂર નથી

## શાસ્ત્ર.

પિંગળમાં માપ મુખ્ય છે, ને માપમા ગણત્રી મુખ્ય છે એટલે પિંગળમા તેને શાસ્ત્ર ગણવા જેવ બહુ થોડુ છે. ગદ્ય, નામ વાચન, મા જેમ શાસ્ત્ર નહીં જેવુ ગણાય છે, તેમ પિંગળમા થવાની જરૂર છે

ભાષાની બાબત, ગદ્ય ને પદ્ય (પદ્ય એટલે કવિતા, નાટક), બન્નેને લાગુ પડે છે

## છોકરાને માટે.

કવિત્વશક્તિ જન્મથી આવે છે, એમ કહેવાય છે, ને એવી શક્તિવાળા છોકરા, છોકરા જેવી સ્થિતિની ઉમ્મરથી, કવિતા કરે છે, તો પિંગળ, બીજે નામે કવિતા કરવાની રીતના પાઠની ચોપડી, તે સમજે એવી રીતે લખાવું જોઈએ

## સહેલાપણું.

જેમ પિંગળ સહેલું, કે છંદમાં સહેલાપણ, તેમ મોટા ગ્રંથો લખી શકાય છે, જલદી લખાય છે, ને એવા છંદોવાળી ભાષામાં મોટા ગ્રંથો ઘણા થવાનું એજ કારણ છે

પિંગળમાં અઘરા છંદો હોય છે છતાં મહત્વના ગ્રંથો સહેલા [illegible] જ સહેલા ને ઘણે ભાગે એક ઢબવાળા ને ઘણી જગાએ સહજ ફેરફારવાળા, છંદોમાં જ લખાયા છે, ને તેમાં પણ કવિએ ઠામઠામ નહીં લેવા જેવી છૂટ લીધી હોય છે તેથી પિંગળના જ્ઞાનનું ડોળ ઘાલનારા માણસે નવા શિખાઉને પિંગળના વોરણથી બારીક કસોટીએ ચઢાવવા નહીં, ને છંદમાં અઘરાપણું કે છંદની વિવિધતા નહીં હોવાને માટે મિથ્યા નિંદવા નહીં જનસમૂહે પણ, પોતામાંથી એવા થોડા થાય છે એમ સમજી, તેમના પર રહેમનજર રાખવી

## નિયમ.

પિંગળમાં, કાવ્યના નિયમ ને માપ, એ બે બાબત સમજવાની હોય છે. નિયમની બાબત અહીંઆં શરૂ થાય છે. માપની એ પછી આવશે.

### કવિતા.

વાણીના વપરાસમાં અમુક નિયમો પાળીને, અને અટકવાની બાબતમાં માપ રાખીને, બોલવું, લખવું, તેને કવિતા કહે છે, બીજે શબ્દે, રસિક, ટુંકું, વિશેષ અર્થવાળું, ને નિયમસરનું, કથન તે કવિતા; પછી તેમાં કલ્પના ઓછી વધતી હોય, તે બાબત જૂદી છે.

ચોપાઇ.

```
       ૧ । ૪        । ૪ ।         ૪ । ૨
૧૫    ( આધિ        સ્વાભાવિક       કલ્પના.
```

આ 'ચોપાઈ' શબ્દ જેવા દરેક છંદના મથાળાના નામ સાથે 'છંદ' શબ્દ અધ્યાહાર રાખ્યો છે. તથા જ્યાં દાખલામાં છંદની એક લીટી, બીજે શબ્દે માપ, થી ચાલી શકે, ત્યાં કડી આપી નથી.

લગભગ ઉપર જેવા, અર્થાત પદ્યની છાયાવાળા, પણ માપ વગરના, ગદ્યને કોઈ માણસ પદ્ય કહે છે, પણ તે પદ્ય નથી.

પંચ ત્યાં પરમેશ્વર.

### છંદ.

'આધિ સ્વાભાવિક કલ્પના' એ દાખલામાં, ૧૫ની સંખ્યા માપની માત્રાની છે, ને ૬, ૪, ને ૨, ની સંખ્યા એ માપના કટકાની માત્રાની છે. એ માપ ને તેના કટકા, ઓછા વધતા થઈ શકવાથી, ઘણી જાતના બની શકે છે. એક ઉપરાંત વધારે લીટીની પણ તેની ગોઠવણ રાખી શકાય છે. તેના દરેક એવા, માપ, કડીને વાસ્તે અમુક સંખ્યાની લીટી,

ને તેને લગતા પ્રાસ (એટલે સમાન ઉચ્ચારના અંતઅક્ષર), બાકી નમુનાને છંદ કહે છે એમ નવા છંદ પણ થઈ શકે કેન્ત કઢંગુ લાગે તેમ નહીં બનવું જોઈએ

## કડી, લીટી, ને ચરણ.

કવિતાના પૂરા છંદના ભાગ ઓળખવાને તેના નામ પાડ્યા હોય છે જેટલી લીટીથી પ્રાસ મળીને છંદ થતો હોય તેને કડી કહે છે છંદનુ માપ જેટલા ભાગમા પૂરૂ થતુ હોય તેને લીટી કહે છે લીટીમા વિરામ આવતો હોય તો તેટલા તે લીટીમા ચરણ કહેવાય છે

## માપ.

માપ ચાર બાબતને ધ્યાનમા રાખીને કરેલાં હોય છે. માત્રા, કટકા, તાલ, ને વિરામ.

### માત્રા.

શબ્દના અક્ષરોના વજનની ગણત્રી કરવા માટે, એક કાટલા તરીકે, ધ્યાનમાં લેવાતો શબ્દતો નાનામા નાનો ભાગ, તે માત્રા.

### લઘુ ગુરૂ.

ગુજરાતી ભાષામાં અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, ને ઋ, એટલા સ્વર છે. ક, ખ, ગ, વિગેરે વ્યંજન છે.

હ્રસ્વ એટલે ટુંકો, હલકો, ઉચ્ચાર થાય, એવા અક્ષરને લઘુ કહે છે. છે દીર્ઘ એટલે લાંબો, ભારે, ઉચ્ચાર થાય, એવા અક્ષરને ગુરૂ કહે છે.

સ્વરોમાંનો અ, તથા બધા વ્યંજનો, લઘુ છે.

ઇ ને ઉ લઘુ છે. ઈ ને ઊ ગુરૂ છે

કવિતામાં ઇ, ઈ, ઉ, ઊ, ની બાબતે, હ્રસ્વ દીર્ઘને ઠેકાણે, ને દીર્ઘ હ્રસ્વને ઠેકાણે, વાપરવાની છુટ છે. ફક્ત સારૂં લાગે, એવી રીતે વાપરવું જોઇએ. તેથી તે, લઘુ ને ગુરૂ, બને છે. ને તે અસલ છે તે રીતે નહી, પણ કવિતાના ઢાળમાં બોલાતા તેનો ઉચ્ચાર થાય, તેવી રીતે તેને લઘુ કે ગુરૂ ગણવાના છે.

ચોપાઈ.

સ્વાભાવિક કરો કલ્પના. એમા 'વિ' એ ગુરૂ છે, લઘુ નથી.

આ, એ, ઐ, ને ઔ, એને લઘુ તરીકે વાપરવાનુ અશક્ય છે, એટલે એ ગુરૂ છે.

૧ ।ઙ। ૫ ।૪।૨
સ્વાધીન જન સિંહાભણા

આમ લખીએ, તે ચાલે નહીં કેમકે 'હી' અક્ષર આગળ તાળ બગડે છે, વજન ખોટી જગાએ પડે છે, ને માપના વચના કટકામા એક ત્રણ, ને બીજે પાચ, માત્રાનો થઇ જાય છે આઠ માત્રા સામટી લેતા કોઈ ઠેકાણે, કે ૩+૫=૮ ની ગણત્રીવાળા માપમા, એમ ચાલે, તે જૂદી બાબત છે

### શિખરિણી

કીધો સાસરવાસો, પછીથી તેને જાણ્યો સિંહમુખો

આમા, ફારસી પિંગળની રીતે, પહેલા એક ગુરુને બદલે દોઢ લઘુ, ને પછી બે લઘુને બદલે બે ગુરુ, મુક્યા છે, પણ તેથી ઉપરના જેવો કોઈ બગાડ થતો નથી

### લીટીને છેડેનો લઘુ

લીટીને છેડે લઘુ અક્ષર પર ભાર આવતો હોય તો તે અક્ષર ગુરૂ ગણાય છે

### દેશી

કરકોટક ને નળ દમયતી, સહદેવ ને ત્રિભુવણ

સસારમા સરખો રહે, ને મન મારી પાસ.

### વસતતિલકા

સ્વેચ્છા વિહાર કરનાર હજાર વાર

ખાશે ગમાર બહુ માર ન માનનાર

આ બે દાખલામાં પહેલો દેશીનો, એટલે ગાવાની ઢબવાળા માપનો, છે બીજો અક્ષરની ગણત્રીની ને લઘુગુરૂની બાંધણીવાળા છંદ, જેને અક્ષર મેળ કહે છે તે, નો છે. એ બેની પેઠે, માત્રાની ગણત્રીની બાંધણીવાળા છંદ, જેને માત્રામેળ કહે છે તે, ના અનુકૂળ છંદમાં અંતનો અક્ષર થડકાતો લેવાનો રિવાજ ઘણે ભાગે નથી, તે ચાલુ થવાની જરૂર છે. તેથી પિંગળનાં માપોની સંખ્યા ઓછી થઈ શકે છે, ને કવિતા કરનારને એ માપ સામટાં વાપરવાનો લાભ મળે છે.

લાવણી.

૩ ૧ ૮ ૧ ૮ ૧ ૩
નિદ્રા અરૂ તામસ રાજસ લોભ હી કહીએ,
આહાર અતિ આલસ નિદ્રા ભય લહીએ;
દૈ અસત્ય ચોરી હિંસા કપટ વિકાર,
પુત્રોં સો રૂપક વ્યસન બ્યથા વ્યભિચાર.

આમાં ધ્યાનમાં રાખવાનું એટલું છે, કે માપના છેલ્લા ભાગમાં થડકાવાની સ્થિતિથી એક માત્રા ઓછી, કે નહી થડકાવાની સ્થિતિથી એક માત્રા વધતી, આવી શકે નહીં, કેમકે તે જૂદાં માપની બાબત છે.

એમાં લીટીને છેડે 'ઈ' કે 'ઉ' આવે એવા અક્ષર, હ્રસ્વ ને દીર્ઘ, એ રીતે બોલી શકાય, ને તેથી ગોટાળો થાય, એમ વિચાર આવે, પણ હ્રસ્વને નહી થડકાવતા, દીર્ઘને હ્રસ્વ બોલવો પડે છે, ને હ્રસ્વને થડકાવતા, દીર્ઘને દીર્ઘ બોલવો પડે છે, ને એમ નહીં થડકાવાના માપ કરતાં થડકાવાના માપમાં એક માત્રા વધતી આવવાનો નિયમ સચવાય છે, એટલે એ બાબતે ગોટાળો થાય. એવું નથી

મોહ હી જાનો જીવસ્વભાવ, કુદરતકા યહ સહજ પ્રભાવ.
ઇસમેં નહીં બુરા કછુ ભાઇ! જીવજગતકી શુદ્ધ સગાઈ.
લેકિન જ્ઞાન રખે નિર્દોષ, ઔર સત્ય વાહાં સંતોષ.

## લીટીના છેડા શિવાયનો લઘુ.

અક્ષર સંખ્યા કિંચિત લઘુગુરૂ મેળ જાતના 'અનુષ્ટુપ' છંદમાં લીટીના ચરણનાં શરૂઆત મધ્ય કે અંતે લઘુ અક્ષર પર તાલનો ભાર આવતો હોય, તો તેને ગુરૂની જગાએ ગુરૂના જેવો ગણી લેવાય છે.

અનુષ્ટુપ.

પૃથ્વી ગોળ રવિ ગોળ, તારામંડળ ગોળ છે.
દેખો બ્રહ્માડનો ડોળ, સઘળે ગોળ ગોળ છે.

એ પ્રમાણે, માત્રામેળ છંદમાં લીટીની વચ્ચેના હાજર કે અધ્યાહાર વિરામ આગળના લઘુ અક્ષર પર દૃશ્ય કે અદૃશ્ય તાલનો ભાર આવે, તે વિષે પણ છે.

શેર.

કૃપાળુ તે થયો ક્રૂર, દયાળુની દયા દૂર,
બન્યો ભીરૂ હતો શૂર, હણાણુ સ્વાત્મનુ નૂર

## ખોડો લઘુ

શબ્દને અંતે લઘુ અક્ષર હોય, ને ખોડો હોય, કે ખોડો બોલાય, અર્થાત ખોડાના ઉચ્ચાર જેવા ઉચ્ચારવાળો હોય, એમ બને છે, જગત, નમન.

ખોડા અક્ષરને વખતે ખોડાની પેઠે, ને વખતે તે ખોડો નહીં હોય તેમ, બોલાય છે, ને લખાય છે

તે છૂટો અક્ષર ખોડો હોય કે ન હોય, પણ તેની માત્રા લઘુના જેટલી જ ગણાય છે

ખોડો અક્ષર તે પછીના અક્ષર સાથે જોડી દેવાય, એમ બને છે. ત્યારે તે જેની સાથે જોડાય તે અક્ષર, લઘુ કે ગુરૂ હોઇને, વ્યજન હોય, તો તે ખોડા અક્ષરની માત્રા ઉડી જાય છે પછી એ નવા જોડાક્ષરથી આગળનો અક્ષર થડકાય, તે બાબત જૂદી છે

સત્‌ગુણ સત્ગુણ સદ્‌ગુણ
સત્‌બોધ સત્બોધ સદ્‌બોધ

આગળ પાચમે પાને આવી ગયુ, કે સ્વરોમાના ‘ અ ’ ‘ ઇ ’ ને ‘ ઉ ’ લઘુ છે, ને બાકીના બધા ગુરૂ છે એ વાત ધ્યાનમા રાખીને બીજુ એ જોવાનુ છે કે બે લઘુ જોડાતા બે માત્રા ન થાય કે થાય, એમ છે, જ્યારે એક લઘુ ને એક ગુરૂ જોડાતા ત્રણ માત્રા થતી નથી, ને બે થાય છે

જગત્‌ અનુભવ જગતાનુભવ
જગત્‌ આધાર જગતાધાર જગદાધાર

વ્યજનને સ્વર સાથે જોડવામા પણ એમ છે ક+અ=ક ક+આ=કા ક+ઇ=કિ વિગેરે

## જોડાક્ષરથી આગળનો લઘુ

કવિતા બોલતા, તેમાના જોડાક્ષરથી આગળનો અક્ષર લઘુ હોઇને જોડાક્ષરના ભારથી થડકાય, તો તે લઘુ અક્ષર ગુરૂ ગણાય છે

વૃક્ષ દર સ્થળે ( નીચેના દાખલામા )

લઘુને અન્તે ગુરૂ હોય, તો તેની માત્રા બે જ રહે છે, ને વધતી નથી.

વસંતતિલકા.

દૂર સ્થળે સરિત સૂક્ષ્મ દિખાવ વાળી

'પ્રીત,' 'કહ્યો' જેવા ભૂતકાળ બનાવનારા શબ્દોમા જોડાક્ષરથી આગળના અક્ષરને થડકો લાગતો નથી, તેથી તે આગળનો અક્ષર લઘુ ગણવામા આવે છે

### જોડાક્ષરના ભાગ

જોડાક્ષરના અક્ષરો છૂટા પાડ્યા હોય, તો છૂટાની રીતે એકની માત્રા ગણાય છે, જે વળી, આગનો અક્ષર પડી નહી થડકવાથી, માત્રાની ગણત્રીમા, જોડાક્ષરવાળા શબ્દની માત્રાની ગણત્રી સરખુ જ થઇ રહે છે વર્ણ વરણ

સ્વરને વ્યંજન છૂટા પાડવાની બાબતે પણ એમ છે બૈરી બયરી.

જોડાક્ષર એવો હોય, કે તેથી આગનો અક્ષર થડકાય નહી, તો જોડાક્ષર છૂટા પાડવાથી માત્રા વધે છે પ્રથમ પરથમ

બોલવામા સરળતાને વાસ્તે, કે કવિતાના માપની ગણત્રી બધ બેસાડવાને માટે, જોડાક્ષર છૂટા પાડવામા આવે છે કે કહ્યુ નહીં થાય એ તપાસીને, ને જોડી શકાય એવા બે શબ્દ કે ટુકડા કરી શકાય એવા બે અક્ષર, મેળવીને જોડાક્ષર કરવામા આવે છે

કવિત

સનેહી સબંધી તારો, આવે ના કહ્યુ સવાદ

સ્વલ્પ અભ્યાસ રવલ્પાભ્યાસ
પાહાડ પ્હાડ કેમ કયમ

## કટકા.

છંદની લીટીના માપની સાચવણીને માટે, માપના, પ્રથમ મધ્ય ને અંત ભાગના, કટકા નક્કી કર્યા હોય છે.

પહેલો ને છેલ્લો કટકો એક એક જ હોય છે. વચલા એક કે એકથી વધારે હોય છે.

જે અક્ષર પર ભાર આવે, તેની એક માત્રા તેનેથી આગળના કટકામાં ગણાય છે.

કોઇ છંદમા એ વચલા કટકા, સંખ્યાની બાબતે, સરખા માત્રાના હોય છે, ને કોઈમા ઓછી વધતીના હોય છે.

૧ ૪ । ૬ । ૪ । ૨
બાધો સ્વાભાવિક કલ્પના.
૧ । ૩ । ૪ । ૩ । ૪ । ૩ । ૧
ફક્ત ઠગના મુઝકો ફુએ યારમેં. કુ=ગલી

પહેલા કટકામા, હોય, તથા ઓછી વધતી માત્રા કરીએ, તે ચાલે નહી.

વચનાનો બાબત, સાતમે પાને,

દયાહીન જન બિહામણા. એ દાખલામાં આવી ગઈ છે.

એ ઠેકાણે વચલો કટકો દરેક ચાર માત્રાનો નાનો નહી, પણ બે કટકા ભેળીને એટલે આઠ માત્રાનો મોટો હોત, તો તેમાં એ દાખલો ખોટો પડત નહીં, ખરો થાત.

૧ । ૮ । ૬
દયાહીન જન બિહામણાં.

એ દાખલા ઉપરથી સમજાશે, કે માપ વચલા બે નાના કટકા મેળવીને, કે વચલા દરેક મોટા કટકાના બે કટકા કરીને, લઈ શકાય.

પહેલું લીધું હોય, તો તેમાં બીજું આવવાથી બગડતું નથી, પણ બીજું લીધું હોય, તો તેમાં પહેલું આવવાથી બગડે છે.

છેલ્લા કટકામાં, અંતના અક્ષર પર ભાર આવે, તો ગુરુને બદલે લઘુ ચાલે, અર્થાત તે કટકો, તે રીતે, એક ઓછી માત્રાનો ચાલે, એ વાત આઠમે પાને,

સ્વેચ્છાવિહાર કરનાર હજાર વાર. એ દાખલામાં આવી ગઈ છે.

છેલ્લા કટકાની માત્રા વચલાનીથી અડધી કે અડધીથી વધારે હોય, ત્યારે તે કટકો વજન વગર પાછળ લટકતો રહેવાથી, તેમાં ઢાળ બગડવાની વકી છે. તેથી તે વચલા કટકા સરખી માત્રાના હોય, તો તેથી અડધી, ને ઓછી વધતીના હોય, તો ક્રમ પ્રમાણેની, માત્રાની જગાના અક્ષર પર વજન લાવી જોવું. તેથી ઢાળ સચવાતો કે બગડતો માલમ પડશે. ઢાળ પ્રમાણે કવિતા કરતા એમ સ્વાભાવિક થાય છે, છતાં એ બાબત ધ્યાન પર રાખવાની જરૂર છે.

સવૈયા.

૧૧ ૮ ૧ ૮ ૧ ૮ ૧ ૭
કંકાસે ઉગ્યો વિસામો મા સાચી કે સાચી બેરી
૧ ૧ ૪ ૧ ૩
એમાં, મા સાચી કે સાચી બઈરી.
૧ ૪ ૧ ૩
કે મા સાચી કે સાચી બૈયર. એમ થઈ શકે, પણ
૧ ૪ ૧ ૩
મા સાચી કે સાચી બયેર એમ થઈ શકે નહીં.

કોઇ માપમાં વચ્ચે થોભવાની, અર્થાત વિરામની, ગોઠવણ હોતી નથી, ને કોઇમાં હોય છે. તે ન હોય કે હોય, પણ કટકાની માત્રાની ગણત્રી માપના રિવાજ પ્રમાણે કરવાની હોય છે એમાં ઢાળ કે વજનમાં બગાડ થતો હોય; તો તે કવિતા જોડનારને માલમ પડી આવે છે. ન માલમ પડે એવો છંદ હોય, તો માત્રા ગણી જોવાથી જણાઇ આવે છે.

કાવ્ય.

૧ । ૮ । ૮ । ૭
પડઘા પ્હોંચ્યા ઠેઠ, હિમાચળ ગિરિ કૈલાસે.

। ।
એમાં પડઘા પહોંચ્યા તરત.

। ।
કે પડઘા પ્હોંચ્યા પછી. એમ થઈ શકે, પણ

૧ । ૭ ।
પડઘા તરત પ્હોંચ્યા. એમ થઇ શકે નહીં.

૧ । ૮ । ૭
ઠેઠ, હિમાચળ ગિરિ કૈલાસે.

। ।
એમાં ઠેઠ, પર હિમાચળ કૈલાસે.

। ।
કે ઠેઠ, પ્હાડ હિમ પર કૈલાસે. એમ થઈ શકે, પણ

૧ । ૭ । ૮
ઠેઠ, આ તો પરે કૈલાસે. એમ થઈ શકે નહીં.

---

## તાલ.

### વ્યાખ્યા.

માપ, ઢાળની રીતે બોલવામાં, તેના કટકાના અમુક અક્ષરો પર વજનની ટંકાર આવતી હોય, તે તાલ.

જેવા સંગીતમાં અક્ષર પર ભાર મૂકવાના ઠેકા છે, તેવા જ કવિતામાં છે.

### શબ્દનો શુદ્ધ ઉચ્ચાર.

શબ્દના ઉચ્ચારમાં તેના જે અક્ષર પર ભાર આવતો હોય, તે, બને ત્યાં સુધી, તે પ્રમાણે જ રહે, અર્થાત શબ્દ ઉચ્ચારની બાબતમાં શુદ્ધ રહે, એમ કવિતા કરવામાં આવે, તો તે બહુ સારી વાત છે. તે બદલી, બીજા કોઇ અક્ષર પર ભાર મૂકવાથી જેમ ગદ્ય વાંચતાં ઠીક

લાગતુ નથી તેમ કવિતામા છે તેથી એવા અવળા ભાર અર્થાત તાન, ના નપરાસવાળી કવિતા, તે બાબતમા ખામી વાળી છે

### તરંગ એ ખરૂ તરંગ કે તરંગ એ ખોટુ

શબ્દનો ઉચ્ચાર મરડાતા, તેના અર્થથી માણસના મન પર થતી અસર પણ મરડાય છે છતા કવિતાની બાબતે એ સર્વત્ર સાચવવાનુ અઘરૂ હોવાથી, ઘણીક જગાએ છૂટ મૂકવામા આવી છે, ને લેવામા આવે છે

હ્રસ્વ દીર્ઘની છૂટ, લઘુ ગુરૂની છૂટ, જોડાક્ષરને તોડવાની છૂટ, શબ્દના ઉચ્ચારમા વજનની છૂટ કવિતામા સગીતની પેઠે ગાવાના ઢાળની છૂટ એથી બધુ ગોળગોળ થઈ જાય છે

### લઘુ પર તાલ, ને તેના ઉચ્ચારનો મરડાટ

તાલ, એ અક્ષરપરનુ વજન છે તેથી તે કેનાણાનો અક્ષર વજન ખમી શકે, એવો હોવો જોઈએ એને વાસ્તે ગુરૂ અક્ષર સહુથી સરસ છે

કા મમ

પણ બધી જગાએ ગુરૂ જ આવી શકે નહી લઘુ પણ આવે ને લઘુથી ઉચ્ચાર મરડાવાનો સભવ છે, તેથી તે વિચારીએ

લઘુથી શરૂ થતા એકથી ત્રણ માત્રા સુધીના શબ્દની વાત કરીએ તો ન કર કરમ, ને કરે, એટલા શબ્દ બની શકે છે

ચાર માત્રાનો શબ્દ ' કરજે એ કર જેવો, ને નરો જ ' એ ' કરે ' જેવો, થઈ જાય છે, એટલે તેની જરૂર નથી

' ક ' શબ્દનો કાંઈ અર્થ થતો નથી, તેથી તેને બદલે અર્થ થતો અક્ષર ' ન ' મૂક્યો છે

ઉપરના ત્રણ માત્રા સુધીના શબ્દમા, કર ને કરમમા, તાલવાળા લઘુની પાસે લઘુ આવવાથી, તાલવાળો લઘુ ભાર ઝીલે છે

કરે મા પાસે ગુરૂ છે, તેથી ઉચ્ચાર ભરડાય છે, જોકે શબ્દના ઉચ્ચારમા ખરા અક્ષર પર ભાર આવવો જોઇએ, તે એમા સચવાયુ છે

ન પછી લઘુ આવે, તો તે ' કર ' જેવુ, ને ગુરૂ આવે, તો તે ' કરે ' જેવુ છે

## નિયમો

છંદના માપનો પહેલો કટકો એક માત્રાનો હોય, તો એ ભરડાતો ઉચ્ચાર પણ ચાલી શકે છે

ચોપાઇ

૧ । ૪ । ૪ । ૪ । ૨
કરો જ સ્વાભાવિક કલ્પના બે માત્રાનો હોય, તો

૨ । ૪ । ૪ । ૪ । ૨
ન કર અસ્વાભાવિક કલ્પના આ ઉપરના ' કર ' જેવું છે

૨ । ૪ । ૪ । ૪ । ૨
ન કરે તુ સ્વાભાવિક કલ્પના એમા ઉચ્ચાર ભરડાય છે

ત્રણ ને તેથી વધાર માત્રાનો હોય, તેમા બે માત્રાના પહેલા કટકા જેવું છે.

હરિગીત

૩ । ૭ । ૭ । ૭ । ૪
તોરણ હિંડોળે ટગમગે ગુરજા ધર્યા જયાં હાથમા

૩ । ૭ ।
હિચકે તોરણ ટગમગે ગુચ્છ ધર્યાં જ્યાં હાથમાં

છંદના પહેલા કટકાની એ વાત થઇ. હવે વચલાની કરીએ

છંદના માપનો પહેલો કટકો એક માત્રાનો હોય, તો વચલા કટકાની તાલનો મરડાતો ઉચ્ચાર ચાલી શકે છે.

કાવ્ય.

પડ્યા પ્હોચ્યા પછી, હિમાચળ ગિરિ ઉલાસે.

હવે છેલ્લા કટકાની વાત કરીએ.

છંદના માપનો પહેલો કટકો એક માત્રાનો હોય, તો છેલ્લા કટકાની તાલનો મરડાતો ઉચ્ચાર કોઈ જગાએ ચાલે છે, ને કોઇ જગાએ ચાલતો નથી

કરો જ સ્વાભાવિક કલ્પના.

એમા ' લ્પના ' એ એમાના ' કરો ' ના જેવુ છે.

છંદના માપનો પહેલો કટકો બે માત્રાનો હોય, તો

ન કર અસ્વાભાવિક કલ્પના

એમાં એક માત્રાના પહેલા કટકાની પેઠે ચાલી શકે છે

ન કરે તુ સ્વાભાવિક કલ્પના.

એમા ' કરે ' નો ઉચ્ચાર મરડાય છે, ને ' લ્પના ' ચાલી શકે છે.

પણ ફારસી ને ઉર્દું પિંગળમા ઘણા છંદો બે માત્રાથી શરૂ થાય છે, તેમાં એ લગભગ પૂરે અંશે ચાલતું નથી.

છંદના માપનો પહેલો કટકો ત્રણ માત્રાનો હોય, તો

હરિગીત.

પ્રભુ જુએ છે પ્રભુ જુએ છે પ્રભુ જુએ છે પ્રભુ જુએ છે.

એમાં, પહેલો વચલા ને છેલ્લો, ત્રણે કટકાની તાલનો મરડાતો ઉચ્ચાર ચાલી શકે, એમ નથી

કવિતા કરતી વખતે એવી જગાએ એમ આવવા દેવું નહી, કે આવ્યું હોય તો બદલી નાખવું. કેટલીક વાર, શબ્દોનો ક્રમ ફેરવવાથી કે લઘુ પાસેના ગુરુને બદલે બે લઘુ મૂકવાથી, એ સુધરી જાય છે.

હરિગીત.

પણ નાક છે એ નદીનુ એ સમુ બીજું કો નથી.

પણ નાક છે એ નદી તણુ બીજું સમું એ કો નથી.

લઘુ પર ભાર આવવાની બાબત આપણે માપના આગલા કટકાની માત્રાના ધોરણ પરથી વિચારો જોઇએ.

બીજો નિયમ ઘણે લાગે એવો હોવાનું લાગે છે, કે માપના વચલા કટકા, કે તેનો ભાગ, એકીની સંખ્યાવાળી માત્રાના હોય, તો લઘુ અક્ષર ભાર ઝીલે, બેકીની સંખ્યાવાળી માત્રાના હોય, તો નહીં.

ત્રીજો નિયમ લઘુ અક્ષરથી આગળ પાછળના અક્ષર ને શબ્દના ઉચ્ચાર પર આધાર રાખે છે. તેમા, ઉત્તમ મધ્યમ ને કનીષ્ટ, એવી ત્રણ સ્થિતિ, તે લઘુના ઉચ્ચારના મરડાટ વિષે, થાય છે, ને તેમાં પાછા અપવાદ આવે છે.

મનહર.

રૂડાં ભુંડાં કામ દુનીઆમાં કીધાં હશે બહુ.
રૂડાં ભુંડાં કામ હશે કીધાં ભૂમિ માંહિ બહુ.

લઘુ અક્ષર પર તાલ આવે, તો ઉચ્ચાર મરડાવાનો સંભવ છે, એ વાત આપણે વિચારતા હતા, તે અહીંઆ પૂરી થઈ.

એ બાબતમાં 'આ ખોટું છે' એમ કહી શકીએ, એવો સર્વત્ર લાગુ પડતો ચોક્કસ નિયમ નથી. દરેક છંદની તેને લગતી, બીજાથી જૂદી પડતી, વાત કરીએ, એ તે છંદનો નિયમ છે, પણ તે પિંગળ કે કાવ્યનો નિયમ કહેવાય નહીં. વળી છંદનો નિયમ કાવ્ય જોડનારે, ને નિયમ બતાવનારે, તોડ્યો હોય, એવા દાખલા હોય છે. તેથી અંતે સાર એ આવી રહે છે, કે કવિતામાં ઉચ્ચાર મરડાઈને કઢંગું લાગે એવું ન થાય, એ, બને ત્યાં સુધી, સાચવવું. પહેલાંથી નહીં સચવાયું હોય, તો પછી બને તેટલું સુધારવું, ને નહીં છૂટકાનું જ રાખવું.

તાલવાળા અક્ષરની માત્રા

આગળ બારમે પાને કહ્યું છે, કે જે અક્ષર પર ભાર આવે, તેની એક માત્રા તેનેથી આગળના ટુકડામાં ગણાય છે. લઘુ અક્ષરની એક માત્રા છે, એટલે તે આગળના ટુકડામાં ગણાય, એ દેખીતું છે. પણ ગુરૂની બે છે. તેને વિષે સમજવાનું છે, કે તેની પહેલી માત્રા આગળના ટુકડામાં ગણાય છે, બીજી નહીં. બીજી પર તાલ આવે, તો ટુકડાની માત્રામાં વાંધો આવે છે, ને તાલ પણ ખોટી જગાએ પડે છે.

એ બાબતે એવું છે, કે ટુકડાની માત્રા ને તાલ, બેમાંથી એક સચવાય, તો બે સચવાય છે, ને એક બગડે, તો બે બગડે છે.

એ ઉપરથી સમજાશે, કે ગદ્યમાં વાક્યની વચગાળે વિચારનું અધુરા-પણુ બતાવવાને વિરામનું ચિન્હ મૂકવામાં આવે છે, તેમ કવિતાની લીટીના વચગાળાની બાબતમાં નથી. કવિતાની લીટીના અંતના વિરામ ગદ્યના વિરામને મળતા આવે છે.

હદ કરતાં વધારે વિરામથી જેમ ઠીક લાગતું નથી, તેમ તે જ્યાં જોઇએ, ત્યાં નહી હોવાનુ પણ છે. અનિયમિત છંદ, એટલે જે છંદમાં વચલા કટકા, તેની માત્રાની સંખ્યાની બાબતે, ઓછી વધતી માત્રાના હોય તે, મા વિરામ હોય, ત્યારે તે વિરામની ખાસ જરૂર હોય છે.

ત્રિભંગી.

બહુ વિરામ ધારો, પ્રાસ વધારો, હૃદય ફુવારો, ત્રણ ભંગો.

દોહરો.

જાણો છો શુ તે બતાવોને અમને આપ.

પાચ મિલે પચ્ચીશ ચહે, પચ્ચીશ મિલે પચાશ.

પહેલા દાખલાની લીટીમા પ્રાસ વચ્ચે નહીં હોય, તો વિરામ સારા નહી લાગે, એ દેખીતુ છે. એ દાખલાની પેઠે, નાના ચરણના માપના છંદવાળી કવિતા બનાવવા ને સમજવામા અઘરી થવાનુ કારણ એ છે, કે તેમાં, વિચાર પૂરો થવાને લબાણ જોઇએ, તે મળતું નથી, ને રિવાજ પ્રમાણે વિરામ વચ્ચે રાખવો પડે છે એ કારણે, તેવા છંદ વપરાસમા કવચિત આવે છે, અર્થાત કોઈ લેખક કોઇ વખત જ વાપરે છે, ને જે વાપરે છે, તે થાકીને દુ કેથી પતાવે છે.

નિયમિત છંદનાં આપ બહુ લાબા હોય, તો તેમા, ચિન્હ મકયા વગરનો વિરામ, અમુક નિયમ વગરનો સ્વાભાવિક પ્રાસ, કે વિરા-મ,ની જરૂર છે.

આમા વિરામ નહી હોય, તો ચાલે.

વિરામની બાબત વાચનારની ઇચ્છા ઉપર આધાર રાખતી હોવાથી, વિરામ સાથે ને વગર ચાલે, એવા કેટલાક મુખ્ય માપમા તેવા બે બે દાખલા આપ્યા છે લબાણ અટકાવવાને, જ્યા બે દાખલા નહી આપ્યા હોય, ત્યા વાચનારે, એ દાખલા ઉપરથી, તે વિષે સમજી લેવુ.

માત્રામેળ નિયમિત માપમા વિરામની જગાના નિયમ

વચલા કટકા એક કે બે હોય, તેવા માપમા સાધારણ રીતે વિરામ આવતો નથી

કસરત કરતા કાય કઠણ તો થાગે.

વચના કટકા ત્રણ હોય, તેવામા કા વિરામ આવતો નથી ને ના ત્રીજી તાલથી અગાડી આવે છે બાઇમા ચોથી તાલથી અગાડી આવે, એમ બને છે

યાગ.

ˈ         ˈ         ˈ         ˈ
ˈનામ તો સહુથી ભનુ છે પ્રનુજીનુ
૨ (૫) ૪+૨ (૫) ૨
૧   ૫   ૧૪   ૧   ૫   ૧૨
દૂધ ને રોટલો, દહી ને ભાત
નાચ ને લાડવા, ખાઓ રે લાલ !

બે વચલા કટકાવાળા નાના માપમા આઠ માત્રાનો ગાળો લાબો હોવાથી, ત્રીજી તાલ આવી જઇને, પછીનો છેડા માપના પ્રમાણમા ટુકો રહી જાય, તેથી ત્રીજી તાલથી અગાડી પાચ ને બખતે ૭ માત્રા રાખીને વિરામ લાવવાની રીત છે બીજે શબ્દે, આઠ માત્રાના ૪+૪ મા ભાગ પાડી, ત્રીજી તાલથી અગાડીને બદલે, અહી તાલથી અગાડી વિરામ લાવે છે

વિરામ આવે છે, ને કા પહેલો વિરામ ચોથી કે પાચમી તાલથી અગાડી આવે છે

**ચચરી.**

તજ દે અભિમાન તાન, મેરા કહા તૂ માન,
છૂટતહે અત પ્રાન, જૂઠી યારી

૧ (૭×૨) ૬+૧ (૭×૨) ૨
લાભને માટે કુસગત જે કરે જન,
તેહ મરશે જરૂર જાણી જોઈ

૧ (૬×૩) ૫+૧ (૬×૨) ૫ (ન)
સ્વાર્થસાધુ આ ભવમા હામગામ રોજ ફરે,
રે પ્રભુ ! ત્યા તારનાર કોણ મળે ?

આગળનો ટટકો એક માત્રાનો હોય, તેની આ વાત થઈ

તે એકથી વધારે માત્રાનો હોય, ત્યારે વિરામ પછી તેટલી માત્રા મકીને તાલ રખાય છે કોઈ દાખલામા તેમ નથી પણ થતુ

૨ (૬) ૪+૨ (૬) ૧
અરે અવસર સરસ શુ, ધરો વિરાગને ?

૨ (૬) ૫+૧ (૬) ૧
અરે અવસર સરસ ધરો, શુ વિરાગને ?

---

૩ (૬) ૩+૩ (૬) ૨
ભુવભુવ ન તજે માની, કોગ ન તજે રગ

લાગે, એ સાચવવાનું છે. તે વખતે, તે શબ્દના ભાગ પાડી શકાતા હોય, તો પાડીને વિરામનું મિથ્યા ચિન્હ બતાવે, કે ઉલટું હોતાં ન બતાવે, તો ચાલે છે. કઠગો લાગે, એવું હોય, ને વળી તે શબ્દના ભાગ પાડીને વિરામનું મિથ્યા ચિન્હ બતાવવું, એ બેવડું ખરાબ છે

દોહરો.

વૈદ્ય અજાણ્યા આચરણ,-વાળાનું વળી ખાસ.

ગીતિકા.

બ્રહ્મ અભિલાષી જનોં સતોષ યહ નહીં જાનતે.

આમાં 'સં' પછી વિરામ છે, તેનું ચિન્હ લખવામાં બતાવ્યું નથી.

દોહરો

જાણો છો શું તે બતા, વેને અમને આપ.

વિભક્તિના પ્રત્યય હમેશા શબ્દની પાછળ આવે છે. તે 'તણા' 'થકી' એવા બે અક્ષરવાળા હોય, તો તે તેના સંબંધવાળા શબ્દથી જૂદા પાડી શકાય.

કાવ્ય,

ઔષધના ઉપચાર, તણા આ આશ્રમ શોભે
ના, થી, માં, એવા એક અક્ષરવાળા નહી.
'જ' જેવા એક અક્ષરનું પણ એમ છે.

ટુંકાણમાં, શબ્દ, ને તેને છેડેનો, અર્થવાળો કે વગરનો, એક અક્ષર, એ બે જૂદા પડે, એ કઠંગું છે.

---

## કવિતાના છંદના માપ પર માપની માત્રાની ગણત્રીના આંકડાવાળા મથાળાનું લખાણ.

### લખાણ.

આ પુસ્તકમા કવિતાના છદોના માપો પર તે તે માપોની માત્રાની ગણત્રીના આકડાવાળા મથાળા લખ્યા છે તેમા કેવી ગણત્રી કરી છે, ને તે શી રીતે લખ્યા છે, તે વિષે, બને તેટલુ વહેલું, સમજી લેવાની જરૂર છે.

એને વાસ્તે એક દાખલો લઇએ

૧ ( ૪×૩ ) ૨ ( આંકડાવાળા મથાળાનું લખાણ )
૧૧ ૪ । ૪ । ૪ । ૨ ( માપની માત્રાની ગણત્રી ).
બાધો સ્વાભાવિક કલ્પના ( માપ )

### માપની માત્રાની ગણત્રી.

ઉપરના લખવામા માપની માત્રાની ગણત્રીના લખાણમા, '૧' આકડો માપના આગલા કટકાની માત્રાનો છે '૨' આકડો માપના છેલ્લા કટકાની માત્રાનો છે '૪' આકડો માપના વચલા એક કટકાની માત્રાનો છે માપમા આગલો ને છેલ્લો કટકો એક એક જ આવવાની રીત છે વચલા કટકા એકથી વધારે પણ આવે છે વચલા કટકામા બે ભાગ પણ હોય છે તે બે ભાગોની માત્રાની ગણત્રી છૂટી થાય છે. એ ભાગ નહી હોય, કે નહીં વેનામા આવે, તો આખાની માત્રાની ગણત્રી સામટી થાય છે છેલ્લા કટકામાં પણ એમ હોઇ શકે છે.

### આંકડાવાળું મથાળું.

હવે આંકડાવાળા મથાળાના લખાણની રીતની વાત કરીએ.

ઉપરના માપમા વચલા કટકા ત્રણ છે, તે આપણે ૪×૩ લખીને બતાવ્યું છે તેની બે તરફ કૌંસ મૂકીને આપણે તેને આગલા ને છેલ્લા

કટકાથી છૂટા પાડ્યા છે આગલા ને છેલ્લા કટકાની માત્રાના આકડા, ને એ ટોસ, એ એની વચ્ચે ' વધતા ' નું + આવું ચિન્હ જોઇએ, તે આપણે અધ્યાહાર રાખ્યુ છે

કોઇ કોઇ માપમા વચ્ચે એક કે વધારે વિરામ હોય છે, ત્યારે તે માપના તેટલા ચરણ થાય છે. તેવે વખતે, દરેક ચરણની માત્રાના આકડાનું લખાણ આપણે છૂટું લઇએ છીએ, ને દરેક વચ્ચે, વિરામ બતાવવાને, + આવું ચિન્હ મકીને, આખું મથાળું કરીએ છીએ. જેવું કે

૧ ( ૫ ) ૪+૧ ( ૫ ) ૨
૧ । ૫ । ૪ ૧ । ૫ । ૨
દૂધ ને રોટલો, દહી ને ભાત.

**મથાળા પરથી માપના કટકાની માત્રા, ને માપની તાલ, ની સમજ.**

માપના કટકાની માત્રાની ગણત્રી ઉપરથી માપનું આકડાવાળું મથાળું કેવી રીતે કરવું, એ વાત ઉપર થઈ ગઈ.

હવે આકડાવાળા મથાળાના લખાણ ઉપરથી માપના કટકાના માત્રા, ને માપની તાલ, કેવી રીતે સમજવી, તેની વાત કરીએ

ઉપરના આકડાવાળા મથાળા ઉપરથી એમ માલમ પડે છે, કે માપનો આગલો કટકો એક માત્રાનો છે. તે પછી વચલો શરૂ થાય છે, એટલે વચલો કટકો બીજી માત્રાથી શરૂ થાય છે તેમ, છેલ્લો કટકો બે માત્રાનો છે, એટલે વચલા ત્રણમાનો વચલો છેલ્લો કટકો એ બે માત્રાની આગળની માત્રાએ પૂરો થાય છે વચલા કટકામાનો દરેક, આપસ આપસમા, ચાર માત્રાએ પૂરો થાય છે, એ દેખીતુ છે.

હવે ક્રમવાર ગણતા, આગલો કટકો એક માત્રા પર પૂરો થાય છે. તે પછી વચલામાનો પહેલો કટકો એક માત્રાથી ગણતા ચાર માત્રા પૂરી થાય ત્યા, પછી વચલામાનો બીજો કટકો એક માત્રાથી ગણતાં ચાર પૂરી થાય ત્યા, પછી વચલામાનો ત્રીજો કટકો એક માત્રાથી ગણતાં

ચાર પૂરી થાય ત્યાં, પૂરો થાય છે. છેલ્લો કટકો, એક માત્રાથી ગણતાં એ માત્રા પૂરી થાય, ત્યાં પૂરો થાય છે.

હવે એ ત્રણ જાતના કટકાની વચ્ચે, ને વચલા ત્રણમાંથી દરેકની વચ્ચે, તેને છૂટા પાડવાને, તાલ આવવી જોઇએ, ને આવે છે, એ દેખીતું છે.

વચલા દરેક કટકાના, કે છેલ્લા કટકાના, બે ભાગ હોય ત્યારે તે બે ભાગને જૂદા બતાવવાને, તેમા વચ્ચે એક એક પેટા-તાલ આવે એ સહજે સમજાય, એવું છે

૧ ( ૩+૪=૭×૨ ) ૩+૧
૧। ૩ । ૪ । ૩ । ૪ । ૩ । ૧
દફન કરના મુઝકો કુએ યારમેં.

આમા વચલો કટકો ૭ નો છે, ને તેના ૩+૪ થી બે ભાગ પડ્યા છે; ને છેલ્લો કટકો ૪ નો છે, ને તેના ૩+૧ થી બે ભાગ પડ્યા છે.

## એક પરથી બીજાની સમજ.

આગળ આવતા લખાણમા જ્યા જ્યાં માપ પર આંકડાવાળું મથાળું એકલુ આપ્યું હોય, ને છાપવા બાબતની મુશ્કેલી કમ કરવાને માપ પર માત્રાની ગણત્રી, ને માપની તાલ, નહી બતાવી હોય, ત્યા ત્યા વાંચનારે, આ વિષય ઉપરથી, તે વિષે સમજી લેવું. કોઇ જગાએ મા પર માત્રાની ગણત્રી, ને માપની તાલ, આપી હોય, ને માપનું આંકડા વાળું મથાળુ નહીં આપ્યું હોય, ત્યાં એ બેમાંના પહેલા પરથી બીજ સમજી લેવા વિષે પણ એમ છે.

કોઈ જગાએ માપ પર એકલી તાલ બતાવી હોય, તો તે પરથ માપની માત્રાની ગણત્રી, ને માપનું આંકડાવાળું મથાળું, એ બંને, આ વિષય ઉપરથી, સમજી શકાય છે, એ તે ઉપરાંતની વાત છે.

## પ્રાસ.

### વ્યાખ્યા.

કવિતાની કડીની કે ટેકની બે લીટીમાં આગળની લીટીના છેડાના શબ્દના છેડાના અક્ષર, તે પછીની લીટીના તેવા અક્ષર સાથે, અક્ષર કે જોડણીની બાબતે, સમાન હોઈને, ઉચ્ચારમાં મળતા આવે, તેને પ્રાસ કહે છે

ટેકની કે કડીની લીટીની વચ્ચે એવા સમાન ઉચ્ચારના શબ્દ આવે, તેને પણ પરસ્પરના પ્રાસ કહે છે

### ગુણાકાર.

એક અક્ષર, ઉચ્ચારની બાબતમાં, બીજા અક્ષર જેવો હોય, બીજે શબ્દે, એક અક્ષર પોતાના સ્વરની બાબતે બીજા અક્ષર સાથે સમાનતાવાળો હોય, તેનું નામ એકવડા પ્રાસ પાડીએ છે, ને

બે દાખલાને બદલે 'તમે' ને 'તેને' હોય, તો, છેડાના અક્ષરથી આગળના અક્ષરના સ્વરોમાં ફેર છે એટલે, તે લીટીની અંતની માત્રાની ગણત્રીમાં બંધબેસતા આવે, એમ નથી

એ બે દાખલાને બદલે 'થાય' ને 'જાન' હોત, તો, તેના અંતના સ્વર સરખા છે, છતાં તે પ્રાસમાં સારા લાગતા નથી, તેથી તેમ લેવાવા ન જોઈએ

એકવડા પ્રાસ, ઘણે ભાગે, અંતના અક્ષરમાં, કે વારંવાર આવતા અક્ષરથી કે અક્ષરોથી આગળના અક્ષરમાં, જ હોય છે

ગઝલ.

૧ (૩+૪=૭×૨) ૩+૨

યહ માહારે માગે દુનીઆ ચંદ રોઝ,

દેખ લો ઇસકા તમાશા ચંદ રોઝ.
પૂછા 'લુકમા' સે 'જીયા તૂ કિતને રોઝ'?
કરતે હસરત મલકે બોલા 'ચંદ રોઝ.'

ચંદ–થોડા. હસરત–અફસોસ. મલકે–ચોળીને.

એ શબ્દોના છેડાના અક્ષરોથી આગળના એક એક અક્ષરો પણ, ઉચ્ચારની બાબતે, પરસ્પર મળતા હોય, તે બેવડો પ્રાસ કહેવાય. તમે, મને.

આગલા અક્ષરો એમ મળતા હોવા ઉપરાંત, છેડાનો અક્ષર બનેમાં એક જ હોય, ને તેનો ઉચ્ચાર સરખો હોય, એ ત્રેવડો પ્રાસ થયો. જાણે, વખાણે

છેડાના ત્રણ અક્ષરો ઉચ્ચારમા એક સરખા હોય, તે ચોવડો પ્રાસ થાય. અજાણ, વખાણ

તે ઉપરાંત, છેડેથી ગણતા, બીજા નંબરના અક્ષર એક જ હોય, તે પાચગણો પ્રાસ કહેવાય તમારી, અમારી.

એ પ્રમાણ આગળ ચાલતા, ચોથા એક સરખા અક્ષરનો પ્રાસ છગણો કહેવાય વજડાવે, અથડાવે.

ત્રીજા અક્ષરો એક જ હોય, ને ઉચ્ચારમા સરખા હોય, તે સાતગણો કહેવાય. લથડાવે, અથડાવે.

છેડાના અક્ષર, ઉચ્ચારની બાબતમાં, સરખા ન હોય, તે અડકી લીટી જાણવી. માર, ગયો

## અતિપ્રાસ.

વચમાળે અતિપ્રાસની જરૂરવાળા છંદો જબરદસ્તી વપરાવનારા કે પોતાની મેળે એમ વારંવાર, ને કવિતાના ઘણા લાંબા ભાગમાં, આવી

શકે નહીં, ને મગજમારી થાય છે તેથી સ્વાભાવિક આવે, તે જ મૂકવા, એવી રીત તેમા રાખવી

### ત્રિભંગી.

બહુ વિનમ ધારો, પ્રાસ વધારો, હૃદય પુકારો, ત્રણ ભગો બાજે ઠેકાણે,
ચિત ચેત સિયા ના, ફિર ના આના, જગમે આખર, મર જાના

આમ છે અર્થાત, ત્રીજા ચરણમા પ્રાસ બદલ્યો છે, ને ચોથાની શરૂઆત સાથે લીધો છે તેથી કાઈ બગડી જતું નથી, ઉલટુ સુધરે છે

વચગાળે અતિપ્રાસ કે પ્રાસની જરૂર ન હોય, એવા છંદમા કેટલીક વખત જાણી જોઈને માત્ર પ્રાસને ખાતર પ્રાસ મૂકવામા આવે છે પણ તેવા અતિ, ને ઘણી વખત કરવા, ઉપયોગથી નવીનતા ઘટે છે, વિચાર દબાય છે, ને અર્થ સમજાતો નથી

### ઝૂલણા

વિશ્વના નાથને નિરખ તુ ઘટ વિષે ચલણ ને વલણ ને કનત લાલે,
પવનનો લવનમા હુકમ એ કમકમે અવગમી તે રમે મગન મ્હાવે

## અડવી લીટી.

પ્રાસનો અભાવ આવવો, ને તે એટલે લગી કે લીટી મહુ લાગે અડવી જ ગોઠવવી, એ ઠીક નથી સસ્કૃતમા પ્રાસ નથી, પણ શબ્દ ચમત્કૃતિ, ભાવ, વિગેરે હોય છે, તે સાથે લાવવા જોઇએ નહીંતો, તે પદ્ય ગદ્ય જેવુ લાગે છે ગદ્ય પદ્યમય હોઈ શકે છે, પદ્ય ગદ્યમય નહીં

### ઈદ્રવજ્રા.

જાઓ તમે પાછળ આવીએ રે, બીજા સહુને વળી એમ કહેજો,
ત્યા મોકલ્યુ છે નહી ખાઈ જાતા, કાઈક વાસ્તે અમ રાખજો રે

: લીટીના ...ના પ્રાસ સાચવવા જતા જુસ્સો તૂટે છે, એમ લાગે તો માત્રાની ગણની, અક્ષરની ગોઠવણ ને તાલની સભાળ, રાખતા પણ તેમ થાય છે પ્રાસ, એ અર્થ સમાવવાને વાસ્તે નથી, છિપાવવાને છે તેમ તે આવે છે ને લાવવો

જાઓ તમે પાછળ આવીશુ ને, કહેજો વળી એમ બીજા સહુને
ત્યા મોન્યુ સર્વ જતા ન પાઇ, રખી રહેજો અમ અર્થ કાઈ

પ્રાસથી જ કવિતા સારી થાય છે, પ્રાસની ખાસ જરૂર છે, પ્રાસ શિવાયની કવિતા કહેવાય નહી, એમ નથી કરેલી વસ્તુ જો કવિતા કહી શકાય, એમ હોય, તો પ્રાસ સાથે તેને કાઈ સબધ નથી ઉલટુ, એ એક બધન જવાથી, વસ્તુ અદરખાને વધારે સુધરી શકે છે પણ જો તે એ બાબતે પોચડ હોય, તો પ્રાસની હાજરી પણ કાઇ કામ કરી શકે એમ નથી

લીટીને છેડે પ્રાસ લાવવા કે નહી, એ પોતાની ભાષાના પ્રાસને ઉપયોગી શબ્દભડાર ઉપર આધાર રાખે છે ગુજરાતીમા એ બાબતની ખોટ નથી વળી સ ને શ, ળ ને લ, ડ ને ર ક્ષ ને શ, થ ને ત, પ ને ભ, ટ ને ડ, ણ ને ન, એવા ઘણા અક્ષરો શબ્દને અતે પ્રાસ તરીકે કબુલવામા આવે છે તે ઉપરાત પહેલી બીજી લીટી કરતા, બીજી ચોથી લીટીના પ્રાસ વધારે મેળવવામા આવે, તો એ પ્રાસની બાબત સહેલી થાય છે

ગામ ની કવિતામા પ્રાસ હોતા નથી, છતા તે સારી લાગે છે કેમકે કેટલીક વખત તેમા છેડેના અક્ષર પછી અમુક કટકો ફરી ફરીને બોલવાનો આવે છે, એમને તેમા પ્રાસની ગેરહાજરી ઢકી જાય છે કેટલીક વખત તે શિવાય પણ સારૂ લાગે છે કારણ તે સ્વાભાવિક સ્થિતિ રીતિમા બનેલી હોય છે ને ભાવ માત્ર તેમા પ્રધાન હોય છે

દૂધ ભરી તળાવડી ઝૂની ઝમાક ઝૂતુ,

માખણે માથી પાગ રે,

---

નાગ વાડામા મીધો મોટો સાગ રે, (૨)

આ ઉપર બેઠી જો બેરણુ ઢાગડી (૨)

સાગ વાઢીને ગગડીને ઉડાઉ રે (૨)

આ તેમાથી ઘડાવુ રુ પાન્રૂ (૨)

ગામડીઆ કવિતા વિરે જાણુતા નથી પ્રાસ શુ તે સમજતા નથી, તેથી તે વગર ચનાવે છે ઝના કાનમા ચોક્કસ હોઇને મધમેસતુ આવે, ત્યા તે મૂકે છે ને પસંદ કરે છે

વદનો હનો મને ભાઇ વાડીએ તે સૂતા જાય

---

નાની નહ મોટી વહુ ભની ભની જોડ

જ્યા જોડએ તા ચાપા ઢાક ભાઈ! (૨)

### સ્વાભાવિકતા.

પ્રાસ એ કલ્પનાને પોસનારી રમત છ મોજની વસ્તુ છે કવિતા યાદ રહેવામા પણ એ મદદ કરે છે

જેમ અનિપ્રાસ રીક નાગતા નથી તેમ અઙરી લીટી વાપરવાનુ છે. એ એમાથી વચનો ગ્ગતો સારો છે

લીટીને છેડેના પ્રાસ સ્વાભાવિક આવવા જોઇએ. તેને મરડીને ગોઠ વવા નહીં પછી કોઇ વાર એક કે વધારે લીટીમા, છેડે વચ્ચગાળે કે શરૂ આતમા, એક જ જાતના પણ પ્રાસ આવે, તો તે સારી વાત છે

વસતતિલકા.

સ્વેચ્છાવિહાર કરનાર હજાર વાર, ખાશે ગમાર બહુ માર ન માનનાર
થાશે ખુવાર રમનાર જુગાર જાર, માટે કુવૃત્તિ રતિથી મતિને નિવાર

## પ્રાસની જગા.

પ્રાસની જગા.

પ્રાસની સાધારણ જગા લીટીને અંતે છે. સોરઠા, બીજે નામે ઉલટ થેલા દોહ ગ, જેવા એકાદ છંદમા તેને વચલા વિરામ આગળ લાવવા જરૂર છે બાકીની જગાએ, ને બાકીના છંદમા, તે જોડનારની ખુશી ઉપર આધાર રાખે છે ખુશીની બાબતમા, જોડનારે અમુક રીતે શરૂઆત કરવી નહો, ને તે પછી અમુક રીતે ચાલુ જ રાખવુ નહી પોતાની મેળે જે જ્યા જ્યારે જેટલુ જેમ આવે, તે ત્યા ત્યારે તેટ તેમ આવવા દેવુ

એક લીટીમા શરૂઆતથી અત સુધી, ને તેમ વધારે લીટીમા પણ સરખા પ્રાસ આવે, એ વાત, 'અતિપ્રાસ' ને 'સ્વાભાવિકતા' ન મથાળા નીચે, ઉપર થઇ ગઇ હવે લીટીના અતમા વિરામમા શરૂઆતમા જોડનારની ખુશીની વાત કરીએ

### લીટીને અતે

કડીની પહેલી લીટીને છેડે એક કે વધારે શબ્દો આવ્યા હોય, બીજી લીટીને છેડે પણ આવે, ને તેવી આગળના શબ્દના છેડાન અક્ષરો પ્રાસના આવે

કોઇ કહે છે, કે આ ગોઠવણમાં આગળ પ્રાસ નહીં આવે, તો ચાલે. કોઇ કહે છે, કે વધારે નહીં, તો એકવડો પ્રાસ તો જોઇએ.

ચરણાકુળ.

હૈ કયા યહ બિચારી ઔરત! કયા જાને હુશીઆરી ઔરત?

વિહારી.

બિન સાર અરૂ સાન બેઇમાની કયો કરો?
ગૈતાનચિત્તમે હી સ્વપર હાની કયોં કરો?

ગઝલમાં કડીની બીજી લીટીનો પ્રાસ ટેકની લીટી સાથે મળે છે. ામાં ઉપર પ્રમાણે હોય, તો દરેક કડીની સાથે એ છેડેના શબ્દોનો અર્થ ૫ંચબેસતો લાવવાનો છે તેથી ખુબી વધે છે, ને અસર સચોટ થાય છે.

ગઝલ.

૩ ( ६ ) ૩+૩ ( ६ ) ૩

આવે ભૂલે ને રોયે, ભવને કિનારે જન તું,
માબાપ જાય છોડી, રોતા વિસારે જન તું.
સ્રીને નહીં કેળવણી, છૂટ હો કે હો ન સાથે;
અજ્ઞાન હાણ વેઠી, પ્રાપ્તિ વિચારે જન તું

કડીનું છેલ્લું ચરણ, શબ્દો ને પ્રાસમા, એવી રીતે આવે, કે તે પછી ૅક બોલતાં, તે ને ટેક, બે મળીને, અર્થ બંધ બેસે, ને ઉમેરાય, એ ાાત, એ બાબતે, ઉપરને મળતી છે

પદ.

કિને હી મરમ જાના, માયા મોહિનીકા. કિ૦

દેવ દૈત્ય જગમેં દેખો, પુન્ય પાપો દોઉ પેખો (૨)
આત્મજ્ઞાન ઉનસે ન્યારા, જગતપંથ તીના મા૦

ઉર્દુ શેર જેવી બે કે થોડી વધારે લીટીની, ને ગઝલ જેવા દશ બાર લીટીના પદની, એ વાત થઇ

કોઇ કોઇ વખત મોટા પદમા, ને કોઇ વખત અમુક આખા ગ્રથમા કે ગ્રથના પદ જેવડા ભાગોમા, લીટીના છેલ્લા કટકાનો છેડો ફરી ફરીને લાવવાની રીત છે

લીટીનો છેલ્લો કટકો લાબો, અર્થાત ઘણી માત્રાનો, હોય, તો ફરી આવતા શબ્દ બાદ થતા, પ્રાસ લાવવાનુ સહેલુ પણ પડે છે ટુકો હોય, તોપણ ફરી આવતા શબ્દ રખાય છે, ને તેમા પણ એ બાબતે થોડો ફાયદો છે

ફરી આવતા શબ્દની આગળના પ્રાસનો છેલ્લો અક્ષર થડકાતો પણ લેવાની રીત છે, એટલે કે માપ સામગ્રી વાપરવાનો લાભ પણ મળે છે

. ફરી આવતો અક્ષર એક જ હોય, કે વધારે અક્ષરો છતા તે અર્થ વગરના હોય, ત્યારે લીટીની સાથે તેનો અર્થ સબધ બેસાડવાની જરૂર નહીં ગણી, તે અમથો મુકાય છે પણ અમુક અર્થનો શબ્દ હોય, તો તેની સાથે અર્થમા સબધ બેસે તેમ લીટી ગોઠવવાની રીત છે એથી તેના ઉચ્ચારથી ને તેના લીટી સાથે અર્થના સબધથી, એમ બે રીતે ખુબી ને અસર વધે છે

નીચે આપેલા સઘળા દાખલા, છેલ્લા દાખલા શિવાય, દેશીના છે

૧— ૬ ( ૮ ) ૭

પાડવ પાચ પ્રકાશી જોને, તેર વરસ વનવાસી જોને

૨— ૧ ( ૪×૪ ) ૧ અથવા ૧ ( ૮×૨ ) ૧ અથવા ૫ ( ૮ ) ૫

વિશ્વ સકળ છે હરિનું રૂપ જી, એકાશે વ્યાપક વ્રજભૂપ જી.
કર્તા હર્તા પોષક સ્વામી જી, સહુ ઘટવાસી અંતર્યામી જી.

આમાં ફરી આવતા અક્ષરની એક માત્રા વચલા બે કટકામાથી બીજાના છેવટના ભાગમાં આવે છે.

૩— ૬ ( ૮×૩ ) ૫

એક સમે જળ આસન આગળ ખેલે બાળમુકુંદ જી,
કુંભ ભરેલો અવલોકતાં જળમાં દીઠો ચંદ જી.

૪— ૮ ( ૮×૩ ) ૬

ધન્ય દિવસ જે મંડળ મળીયું, મોજમજાને માટે ભાઈ;
ગુર્જર લોકો ભેળા થઇને, ચાલો સજી વાટે ભાઇ

૫— ૬ ( ૮×૩ ) ૬

વડસાસુ ઘણું ભારે માણસ, બોલ્યા પરમ વચન વહુજી,
વડી વહુઅર તમે કાંઈ ન જાણો, મ્હેતો છે વૈશ્નવ જન વહુજી.

૨ ગ.

૬—

સખિ! એકલડી પ્રિયને તજીને, કયમ કથથી પથ જવાય જોને!
દિલ બેઉ તણા વળી માનની એ, દુ:ખ એકનું અન્ય ન થાય જોને!
અહી શું કરીએ વિરહે મરીએ, સુખ સંપત છે સહુ લ્હાય જોને!
પરઘેર જતાં ડર લોક તણો, ઘર કેં ન તો શુ ગણાય જોને!

કોઇ કડી ચાર લીટીની હોય, કે ગણીએ, ત્યા બીજી ને ચોથી લીટીમાં પ્રાસ આવે પહેલી ને ત્રીજીમા જૂદા પ્રાસ ન આવે કે આવે. ન આવે, તો પહેલી ને બીજી, ને ત્રીજી ને ચોથી, જાણે એક લીટી હોય, તેમ બોલાય.

૫૬

ગત દિવસ મન રેફ્રિકઠા મોહન તણુ રે,
નવરૂ પડવા દેતા નથી એક શ્વાસ જો
રખે અમે દુખીઆરા સ્મૃતિ વિષે ચઢુ રે,
ગ્યો મળમાઢણ સદેશો સન્યાસ જો

પહેલી ને બીજી, ને ત્રીજી ને ચોથી જાણે એક લીટી હોય તેમ બોલવાની સ્થિતિમા બીજી ચોથીના મળેના પ્રાસને મળતા પ્રાસ તે પછીની તેરી લીટીઓને અતે આવે

એનો દાખલો ઉપરના દાખના પરથી સમજી લેવો

ટેકમા બે લીટી હોય તે બેમા પ્રાસ આવે કડીની બીજી લીટીનો પ્રાસ ટેકની લીટી સાથે મળે એમ એકથી વધારે કડી આવે એનો દાખલો ઉપલી ગઝલમા આવી ગયો ગઝલ વાચવા ઉપરાત ગાવાને વાસ્તે પણ છે તેથી ટેકની બે લીટીના પ્રાસ મળવાની જરૂર છે પદમા ટેકની બે લીટી હોય કે ન હોય ને તેના પ્રાસ પરસ્પર કે કડીની બીજી લીટી સાથે મળતા હોય કે ન હોય, પણ ગઝલમા તેની જરૂર છે

જોડનાર પોતાની ખુશી પ્રમાણે ચરણ લીટી, કે બે લીટી ટેક તરીકે પછી આવતી કડીમા ફરી બોલવાને નાખે, ને તેને અનુસરતા પ્રાસ લાવે

દોહરો.

ખાન પાન પુનિ ગાન શુની, કેન કુન સમ શૂન
સ્નેહી મિન મ્હ્ના સુરે સ્નેહ દુખકો મન

દોહરાનુ છેલ્ લુ ચરણ ઘણા દોહરામા ફરી બોલવાનુ રાખે, તો તેના

એક પ્રાસના ઘણા શબ્દો જોઇએ. સોગઠામાં, અતિ પ્રાસ લાવવાનો નહીં હોવાથી, તેમ નથી.

ચંચરી.

સંપત બાદલ સમાન, દો દિન મિજમાન જાન,
દુર્બલકું અન્નદાન, કયુ નહીં દેતા ?
કબહુ નહીં ખાન પાન, ગમ્મત નહીં ગાન તાન,
લોભી ધનસાન લાભ, કયુ નહીં લેતા ?
કવિકી સુનતા ન કાન, ધરતા નહીં કછુ ધ્યાન,
હોગા આખર હેરાન, હિમ્મત હારી;
તજ દે અભિમાન તાન, મેરા કહા તૂ માન, } ટેક૦
છૂટત હૈ અંત પ્રાન, જૂઠી યારી }

'લોભી ધનસાન લાભ' એમા 'ધનસાન' શબ્દ 'લાભ'ની જગાને બદલે આગળ આવ્યો છે, તેથી તે પ્રાસ ટળી જતો નથી. તે છે તે તો છે જ. ઉલટો તે તાલની જગાએ આવવાથી સુધરે છે.

આ છંદમાં બે લીટીની એક લીટી ગણવાની છે, ને એવી રીતે ચાર લીટીની એક કડી થાય છે.

એવી એક લીટીમાં ચાર ચરણ હોય, તો પહેલા ત્રણનો પ્રાસ મળે, ને ચોથાનો જૂદો રહે. એ ચોથાનો પ્રાસ બીજી લીટીના ચોથા ચરણ સાથે મળે કે ન મળે. એનો દાખલો ઉપર આવી ગયો.

ચાર લીટીમાં, ચોથી લીટી ફરી બોલવાની હોય, તો કા ત્રીજીનો, પહેલી બેથી જૂદો, પ્રાસ ચોથી સાથે મળે, ને કા ચારેનો પ્રાસ એક આવે.

આખા છંદ કે પદના પ્રાસ સરખા આવે.

ભુજંગી

પળે પથ ડોસી ખુધેથી વળેલી, યથા નઙ્ગ ના બાળકોએ કરેલી,
થવા વૃદ્ધ આશિષ આપી હસેલી, છબી તે દીપે ચિત્રમા ચિતરેલી (૨૬)

બે સરખા ભાગ પડે એવા માપમા, ફરી બોલવાની લીટીમા, તેના અતને મળતો પ્રાસ વચ્ચે પણ લાવી શકાય

છબી તે રૂડેરી દિસે ચિતરેલી

એક કડીમા ચાર લીટી હોય, તો પહેલી ત્રણનો પ્રાસ મળે, ને ચોથીનો જૂદો રહે એ ચોથીનો પ્રાસ બીજી કડીની ચોથી લીટી સાથે મળે કે ન મળે એનો દાખલો ઉપર આવી ગયો.

ચાર લીટીની કડીમા,

પહેલીનો પ્રાસ ચોથો સાથે, ને બીજીનો ત્રીજી સાથે, મળે.

પહેલી ત્રીજીના પ્રાસ મળે બીજી ચોથીના નહીં

પહેલી ત્રીજી ને ચોથીના પ્રાસ મળે બીજીનો નહી

પહેલી બીજી ને ચોથીના પ્રાસ મળે ત્રીજીનો નહી

એના દાખલા ઉપરના એક દાખલામાથી સમજી લેવા

જ્યા ફરી બોલવાનુ ન હોય, ત્યા પણ બેથી વધારે લીટીના પ્રાસ સરખા આવે

રુચિરા.

આ તો ઠીક છે કે હિંદુ મુસલમીન લડતાં એક થશે,
બે ભાણા ખડખડતા ઘરમા વાજા વાગી બંધ થશે,

પણ કો ભારે જોખમ જ્યારે હિંદુ આવા શું કરશે?
ભાત દાળ ને ભાજી હલકી નાસતા ભારે પડશે.

### વિરામ આગળ

એક કે વધારે લીટીમા વિરામની બે બાજુ સરખા પ્રાસ આવે.

લહેરી.

રાખો હું કરીને દાસ માડી ! આશ પૂરીશ તમારી

કાવ્ય.

અવગુણ ઉપર ગુણ, ગુણ તો એને કહીએ.
અવગુણ ઉપર ગુણ, ગુણતા રાજી રહીએ,
અવગુણ ઉપર ગુણ, ગુણને તેજી આપે,
અવગુણ ઉપર ગુણ, કોણથી વેર ન વ્યાપે

એક લીટીમા એક કરતા વધારે વિરામના પ્રાસ સરખા આવે.

તેત્રીશમે પાને ત્રિભંગી, ને એકતાળીશમે પાને ચચરી, છંદમાં એનો દાખલો આવી ગયો.

કડીની બે લીટીની વચ્ચેના વિરામથી આગળ, એટલે બે લીટીનાં પહેલા ચરણોને અંતે, સરખા પ્રાસ આવે

રાખો હું કરીને દાસ, માડી ! આશ પૂરીશ તમારી,
ધારો હુ પર વિશ્વાસ, એકલ જાત છું લાચાર

### અંતે ને વિરામ આગળ

*કડીની બે લીટીના અંતમાં સરખા, ને વિરામમા સરખા, પ્રાસ આવે.*

કડીની બે લીટીના અંત, ને વિરામ, માં એક સરખા પ્રાસ આવે.

માલિની.

પ્રભુ પ્રભુ પ્રભુ! આ શી, રંગ લીલા પ્રકાશી!
જગવિષ હું વિલાસી, અંધ બેઠો નિરાશી.

ચાર ચરણની કડીમાં, ચરણ પરત્વે પ્રાસની વાત, ચાર લીટીની કડી વિષે લીટી પરત્વે પ્રાસની વાત આગળ આવી ગઈ, તેના જેવી છે

એના દાખલા આ એક દાખલામાથી સમજી લેવા.

એક લીટી બે કટકે લખાતી હોય, તો પહેલા કટકાના અતનો શબ્દ બીજા કટકાના વચલા વિરામ પહેલાના શબ્દ સાથે પ્રાસમા મળે

આયણ.

રેટીઓ તજી, હું ગઇ હુતી કાશી,
રેગીઓ સન્યાસી, તો સામો મળ્યો

લીટીઓની શરૂઆતમા, કે એક લીટીને અંતે ને બીજી લીટીની શરૂઆતમા

બે કે વધારે લીટીની શરૂઆતના પ્રાસ સરખા આવે.

એક કે વધારે કડીમા, કે એક લીટી બે કટકે લખાતી હોય તેમ પહેલી લીટીનો અત, ને બીજી લીટીની શરૂઆત, ના પ્રાસ એ સરખા આવે

કડીમાં ત્રણ લીટી હોય, તો બીજી લીટીનો અંત, ને ત્રીજી લીટીની શરૂઆત, ના પ્રાસ સરખા આવે.

પદ.

બચકા કર્મ બગલમાં ચાલ્યાં, સ્ટેશન જન્મ ભણી,
ટિકિટ કઢાવી માનવ તનની, હોંસ હૈયામાં ઘણી;
ધરણી ધ્રુજાવંતી રે, આવી ગાડી સુખમણી.

# કવિતાની ખુબી ને ખામી.

કવિતાની ખુબી ને ખામી ચાર બાબતે હોય છે, રસ, શબ્દ, અર્થ, ને નિબંધ

## રસ.

માણસને દુનિયામા ચેતન્ય ને જડના સહવાસમા જોવા ને સાંભળવાથી ભાવ ઉત્પન્ન થાય છે એ ભાવ પ્રસંગોપાત વાણી દ્વારા બહાર પડે છે, પછી તે ગદ્ય કે પદ્યમા હોય, તે જૂદી વાત છે વર્ણનવખતે એ ભાવથી પોતા જેવી અસર સામામા થાય છે. એ અસર તે રસ છે એ રસ નવ તરેહના છે, તે નીચે પ્રમાણે.

## ખુબી.

૧–અદ્ભૂત આશ્ચર્ય પેદા કરે તે

ચરણાકુળ.

કામ આપનુ જ્યારે બનીયું, યક્ષે રૂપ ખરૂ દાખવીયું,
પાંડુ પિતા જોઈ પાચે તન, વિસ્મયી ધારે આકૃતિને મન.

૨–ભયાનક બિવાડે તે

સારસિ.

સખ્યાએ તે સ્થળ પ્હોચ્યા જળ, લેવા જેવા જાય,
એક ઘટામય વૃક્ષ વિષયો, શબ્દ અચાનક થાય.

૩–ક્રોધ ગુસ્સે કરે તે

લહેરી.

નન્દાને લાવી ઝુલ, રહે છે ફિકરથી થઇ હળવી,
આ હત્યા થઇ તો ખેર, માગે માત્ર સત્તા મળવી

૪–વીર ઝનુન પેદા કરે તે

કાવ્ય

હૈયુ મુજ ભરાય, વળી પામું વીરત્વ,
મર્દ કર્યા તે આર્ય, દઇ કેળવણીતત્વ

૫–કરૂણ શોકાતુર કરે તે

સરસિ.

ગજ તજ્યુ તજી માવડી આવ્યા, અઘોર વનની માહિ
ત્યાંય તજી સતી સુંદરી ખોયા, માધવ ચારે આહિ

૬–હાસ્ય હસાવે તે

કાવ્ય.

આ શુ મગનમા હાથ, એકને દઇને ચાને
સ્ત્રીનુ થાતુ હરણ, વાવ થયુ છે આ કાળે

૭–શૃંગાર પતિ પત્ની મધ્યે સ્નેહ કરાવે તે

કાવ્ય.

તીર જળાશય તણે, બગીચા ઉત્તમ રચીયા,
આર્ય પત્ની પતિ સાથ, હાસ્યવિનોદે મચીયા

૮–શાન્ત ઉપગાર નિવાયની સ્થિતિ લાવે તે નીતિ ભક્તિ, વૈરાગ્ય,
જ્ઞાન, એવા વિષયો શાન્ત રસને લગતા છે

ભુજંગી.

ભજુ ભક્તિ ભાવે મ । શ્રી મુનરિ

ભામી.

૯–બીભત્સ કામના અધનો તિનાર કરે તે

ગદ્યની પેઠે, પદ્યમા, સભ્ય કુટુબોમા બોલવા સાભળવાનુ શોભે, એનુ સભ્ય લખાવુ જોઇએ એટલે ફાગ, ફટાણા, વ્યભિચારના અર્થ-વાળા કાવ્ય, ને બીભત્સ જોડકા, એ યોગ્ય નથી ટુકાણમા, બીભત્સ એ રસ છે, ને ગણત્રીમા આવે છે ખરો, પણ તે બાદ કરીને બાકીના આઠ રસ જ વાપરવાના છે એટલે બીભત્સતા આવે, એ કવિતામા ખામી છે

---

અસલની રીતે કહેતા, ઉપર કહ્યા તે નવ રસ છે એમા નીચે કહેલા બીજા બે રસ આપણે ઉમેરી શકીએ

## ખુબી.

૧–સ્નેહ માણસોના, પતિ પત્નિ શિવાયના, સબંધોમા વપરાય છે તે

લહેરી

આ બાળક પ્રસન્ના હાય! પોષી માસ નવ મે પેટે
સોપ્યા તુસગતહાથ, વળી છાતીથી રાખ્યા છેટે

૨–રાગ લોભ મોહ મદ ને મત્સર દરમ્યાન માણસને પરમ ઇચ્છા હોય, તે

દોહરો

પાચ મિને પચ્ચીશ ચહે, પચ્ચીશ મિને પચાસ
પચાસ મિનતે પાચસો, યો જન હોત ઉદાસ
થાકલા જનને દેખીને, નિજ વાહનમા લીધ
ભૂખ્યુ છે એ જાણુના ભાયુ ને જળ દીધ

નારાચ

અહા અનન્ય જે ખિાવ ડુગરો ઉચા તણા
નદીઉતાર બેટ ને મિનાર ને ઘરો ઘણા

ગઝલ.

નિદ્રા સનીકી ખોલતા, અમૃત બચનકા ડુલના,
મદપૂર ચશ્મેં ડોલતા, જંગી હુઆ સો હો ન હો.

લહેરી.

બેઠેલાં સમયે એક, દેવી ઈશ લહેર ત્રિયે;
ખેલાવે દાસી બાળ, બોલા ઇશમોહની મિષે
માનો છો પ્રિય ! મુજ પાસ, માડીનાથી સુખ વધારે;
કલ્પો તે કેટલું થાય, મુજને ઇશ માને જ્યારે.

---

શબ્દ.

આ ઠેકાણે, ' શબ્દ ' એટલે વાક્ય બોલતી વખત તેના શબ્દોમાં ઉચ્ચારની બાબતે સમાનતા આવે તે. એ ત્રણ તરેહની છે, તે નીચે પ્રમાણે.

ખુબી.

સ્વર સમાનતા.

દ્રુતવિલંબ.

જ્ઞાનવતાથી ઉડાવી ગતિ ઉલટી ઉદ્ભાવ અધી ઉબરે છે.

આમા ' આ ' સ્વર ચાર, ' ઇ ' પાંચ, ને ' ઉ ' ચાર, અક્ષરમાં છે.

અક્ષર સમાનતા

કાવ્ય,

ચક્કરને ફેરવે, ઉતારે કાગળ પરથી.

૨–લીટીના છેડા ને શરૂઆત

એક લીટીના અંતના શબ્દનો કોઈ અક્ષર બીજી લીટીની શરૂઆતના શબ્દમાં આવે

કાવ્ય.

કાગળ કર્યું મેદાન, કલમનું કીધું ગસ્ત્ર
રક્તરૂપ કરી શાહી, ગાન્તિ જાળવે સમરત
સ્વારથીઆને દીધ, સમજ શુભ પરમારથની;
પ્રારબ્ધીને સત્ય, પ્રવૃત્તિ પુરૂષારથની.

૩–ચરણની શરૂઆત ને છેડો

ચરણનો પહેલો અક્ષર, ને તે પછીના વિગમ આગળની તાલનો, અગર બને તેટલો નજીકનો, અક્ષર, એક આવે.

કાવ્ય.

આખી દુનીઆ ફરે, આર્યના પુત્રો આમાં;
વિશ્વદૃષ્ટિ કરી વળે, સાથ ફેંટા ને જામા
ખામી.

ચરણના પહેલા, ને છેડા તરફના, અક્ષરની બાબત ઉપર કહી, તે નહીં આવે, તો ચાલે. આવે, તો તે સ્વાભાવિક આવવું જોઇએ લાવવાનો નિશ્ચય રાખીને કવિતા જોડાય, તો તે પોતાને કાયમ સ્વાભાવિક હોવું જોઇએ. તે વગર મારી મચડીને લાવી, રચના બગાડવી નહીં અર્થ પણ તેથી બગડે છે.

દોહરો.

ભોજન કીધું ભક્તના, હીરા જેવું લાલ;
વિષ કઢંગા વર્ણનું, કરે કાવ્યનો કાળ. વર્ણ=અક્ષર.

શબ્દ સમાનતા

૧–ઉચ્ચાર.

મનહર.

શોક અને શોખ જુઓ, શૂન્ય જ સંસાર વિષે,
વિષે ને પીયૂષ ભર્યાં, સાથ સાથ હોય છે.

આમા કેટલાક શબ્દો ઉચ્ચારે લગભગ સમાન છે

૨–લીટીનો છેડો શરૂઆત ને મધ્ય.

બે લીટીની કડીમા પહેલીના છેડાનો એક શબ્દ બીજીની શરૂઆતમાં આવે

ચરણાકુળ.

અનુસરે નિજ ગુરૂને સજ્જન, સજ્જન ઇચ્છે માન ન દર્શન.

એક લીટીમાં, છેડાનો શબ્દ, ફેર સાથે, શરૂઆતમાં આવે.

નર ! તુ કહિએ બન ના વાનર.

બે લીટીની કડીમા, બીજીના છેડાનો શબ્દ, ફેર વગર, બીજીની શરૂઆતમા આવે.

અનુસરો નિજ ગુરૂને સજ્જન !, દર્શન શું ઇચ્છો છો દર્શન ?

લીટીમા આ શબ્દ એકથી વધારે વાર પણ લાવી શકાય.

માત્ર જ ઈચ્છે સાધારણ જન, દર્શન દર્શન દર્શન દર્શન.

બે લીટીની કડીમા, બીજી લીટીમા અમુક શબ્દો ઉલટ સુલટ લાવી શકાય.

સિંહવિલોકન.

જો આયુષની દોરી તૂટી, તો બૂટી જડી ન જડી બૂટી

૩–ઉલાળો

એક લીટીના અતના ચરણ કે ભાગના એક કે વધારે શબ્દ, તેની પછીની, ઘણું કરીને જૂદા માપની, લીટીમા ફરી લાવવાની રીતને, 'ઉલાળવુ' એ ક્રિયાપદ ઉપરથી 'ઉલાળો' કહે છે.

દેશીમા રાગના મથાળા પછી ઢાળ શરૂ થતા, ને ઢાળ પછી વળ ણુમા, ઉલાળો લાવવાની રીત છે

બે છદ મેળવેલાની ગોઠવણુમા એ વચગાળે વપરાય છે

એક જ જાતના છદમા કોઈ કોઈ વખત અનુકૂળ કે નિયમિ જણાએ, એ લાવવામા આવે, તો તે પણ ચાલે

શકર.

જે કામ જેવુ તે કરે નવ થાય ગતિ ઉપરાત,
ઉપરાત ગતિથી ચાલતાં તો તૂટશે મનખાત

પહેલા ચરણનો ઉલાળો, તે પછીના, એટલે બીજા, ચરણમાં લા વાની પણ રીત છે.

કાવ્ય

અવગુણ ઉપર ગુણ, ગુણ તો એને કહીએ.

ઝુલણા.

ઓ હરિ ! કરગરી વિનવું હું ફરી ફરી, ફરી ફરી જોડી કર શીષ નામું.

અર્થ.

અર્થની જમાવટ ચાર તરેહની છે, ઉપમા, રૂપ, ઉક્તિ, ને અર્થ.

ઉપમા.

ખુબી

૧–ઉપમા. સરખામણી.

દોહરો

તૃણથી હેતુ શું વધે ? ચિંતા ચિતા સમાન

૨–ઉત્પ્રેક્ષા અનિશ્ચિત સરખામણી

આ તે ઓવે છે, કે બકે છે?

દોહરો.

મેં પૂછું આદરિ સખિ, એલિ હુઈ ક્યો આજ ?
જો જલ લાલાને દિયા, દિયા ન રોવન કાજ

૩–ગુપ્ત વિરૂદ્ધતા

ચોપાઇ.

બહારથી તો ભેળાભેળ, અંદર ઉંદર બિલાડી મેળ

ખામી.

૪–હીનોપમા હલકી સરખામણી

દોહરો.

ભોજન કીધુ ભાવથી, હીરા જેવું હાલ

હીરા ખાતા તો મરી જાય ૭.

૫—વિરોધોપમા અયોગ્ય સરખામણી.

સુરજમુખીનુ ફુલ ચદ્રની બાજુ તરફ ફરે છે

રૂપ

૧—રૂપક રૂપી

દોહરો.

ધનમા ઉત્તમ ધન કયુ ? વિદ્યા ધન તે વીર !

૨—અવાજ રૂપ ખરા અક્ષરો વાપરીને તેના ઉચ્ચારથી વસ્તુનુ રૂપ પેદા કરે તે

કાવ્ય.

રણઝણ પૂરતા રાગ, રેંટીઆ ફરતા ઘર ઘર

૩—ઉચ્ચાર રૂપ અક્ષરો વાપર્યા વગર ઉચ્ચારથી વસ્તુનુ રૂપ આપો આપ પેદા થાય તે

પદ.

વાત લટકાની નહી સાખે

આમા ' લટકો ' શબ્દ બોલતા જ લટકો થાય છે

ઉક્તિ

ખુબી

૧—અન્યોક્તિ એકને બદલે, બીજા સાથે કે વિરે બોલવુ તે, જેમા તે એકનો અર્થ માલમ પડે છે

ચોપાઈ.

અહો અલિ ! શી ગુંજ કરે છે ?
રે ભ્રમર ! શું ગુંજારવ કરે છે ?
ને હે સખિ ! શું ગોઠડી કરે છે ?

૨—અતિશયોક્તિ હદ ઉપરાંતનું બોલવું તે

ડાઢીમાં ફકર એટલા શકર

૩—સ્વભાવોક્તિ સ્વભાવ બતાવવો તે

લહેરી

દુનીઆની એવી રીત, કે દેખે ન નિજ ઘર સળગે
નીચાથી નિમિષ માહિ, ચાવી ચીજ પરને વળગે

૪—નિષ્કારણોક્તિ કારણ વગર કાર્ય થવાનું કહેવું તે

પદ.

ઘુટણીએ મારો ગોવિંદ ચાલે, માખણ મિસરી હાથ રે માઇ,
આપ ટોરને અળગા કરીને, ગેને બોલ્યા એ સાથ રે માઈ !

૫—નિજનોક્તિ માણસ સિવાયની વસ્તુ સાથે બોલવું તે

ભુજંગી.

અહો તાપી ! સ્થાપી તને સૂર્યપુત્રી

૬—સુપુનરૂક્તિ અર્થની જમાવટને વાસ્તે એક લીટીમાં એક શબ્દ બે જ
વાર ને સાથે સાથે લાવવો તે

મનહર.

શોક અને શોખ જુઓ, શૂન્ય જ સંસાર વિષે,
વિષે ને પીયૂષ ભર્યા, સાથ સાથ હોય છે

એક કે બે લીટીમાં એક શબ્દ બેથી વધારે વાર સાથે કે છૂટો લાવવો.

કાવ્ય.

ધન્ય જનેતા તુજ, ધન્ય ભૂમિ તુજ દેશી;
કોણે વાંસો કહી, ધન્યધન્ય તું વિદેશી.

૭–પુનરૂક્તિનો બચાવ. એક શબ્દ બે ઠેકાણે ખપ લાગે તે.

વિષ્ણુપદ.

જાગો રે બાળકડાં રૂડાં બહાણેલાં વાયાં.

ખામી.

૮–પુનરૂક્તિ. એક ને એક બાબત ફરી ફરી લાવવી તે.

દોહરો.

જાણીને પિછાણજો, ઓળખજો ધરી યાદ;
અધરૂ કહણુ થના કરો, મિથ્યા શબ્દો બાદ.

અર્થ.

૧–ધ્વનિઅર્થ. મોઘમ કહેવું તે.

એના હાથ ટુંકા છે.=એ ઉદાર નથી.

૨–શ્લેષાર્થ. બે શબ્દને મેળવતા, કે એકના કટકા પાડતાં, બે અર્થ થાય તે. એમાંનો કટકો બીજાના શબ્દ સાથે મેળવતાં પણ તેમ થાય.

દોહરો.

જીવને ઝીણા જાણીને, હણવા નહીં કદાય;
સ્વચ્છ દેહ ધર રાખવાં, જીવ ન પેદા થાય.

આમાં 'જીવન' શબ્દ હોય, તો આપણું જીવન પેદા થાય, એવો અર્થ નિકળે.

જોદ્ધા તેમ રણસંગ્રામમાં ગયા.
જોદ્ધા તે મરણસંગ્રામમાં ગયા.

૩–દ્વિઅર્થ. એક શબ્દના બે અર્થ થાય તે.

ચરણાકુળ.

ગૌ છે સર્વ જનોની માતા, પોષણ આપી દે સુખ શાતા.

ગૌ=પૃથ્વી ને ગાય.

૪–બહુઅર્થ. એક શબ્દ ફરી વાર આવીને તેના જૂદા અર્થ થાય તે.

દોહરો.

સર મૂક્યું ત્યાં દશરથે, શબ્દ શ્રવણ કરી આપ;
શ્રવણ પડ્યો સરપાળ પર, સ્મરણ કરી માબાપ.

પહેલું સર=બાણ. બીજું સર=સરોવર.
પહેલું શ્રવણ=કાન. બીજું શ્રવણ=માણસનું નામ.

૫–વ્યંગાર્થ. વાંકો અર્થ

સ્ત્રી પોતાના ધણીને કહે, કે 'મારે રાંડને હજાર સંતાપ ' જવાબમાં ધણી કહે, 'મારી તરફનો તો તેમા નથી જ.' (કેમકે તું વિધવા છે.)

૬–ગહનાર્થ. માન્યતામા મોટો ફેરફાર કરે તે.

## નિબંધ.

નિબંધ એટલે અમુક વિષય પર, ગદ્યમા કે પદ્યમાં, લખાણ કે ભાષણ એમાં ધ્યાનમા રાખવા જેવી બાબત ૭ છે, સાવચેતી, સ્વાભાવિકતા, વિષય, રચના, વર્ણન, ને કવિનુ નામ

### સાવચેતી.

જે જે બાબતે કચાશ રહી હોય, તે તે બાબતે પાછળથી સુધારતાં કવિતા ચુંથાય છે આગળથી સચવાય, તો તે બાબતે બચાવ થાય છે.

૧—વખત.

વર્ણનમા તિથિ, તારીખ, વિગેરે આવતાં હોય, તે ગણીને ખરા કરવાં.

૨—દૃષ્ટિસ્થાન.

ઉચે, નીચે, દૂર, નજીક,થી જોવાનું કહેવું હોય, તો તે જેમ દેખાય તેમ કહેવું. ઉંચેથી જોતા ઉંચું પહેળુ દેખાય છે. ઉંચેથી પડતા સામું આપણી તરફ આવતુ હોય તેમ દેખાય છે. આગગાડી ચાલતા જમીન, પૃથ્વી ચાલતા સૂર્યચદ્ર, ચાલતા દેખાય છે.

૩—રૂતુ.

વનનું વર્ણન કરવું હોય, ત્યારે જે ફુલ કહેવાની રૂતુમા આવતાં હોય, તેની જ હાજરી જણાવવી.

૪—જોડણી.

શુદ્ધ જોડણી સર્વત્ર સાચવવી, એ અઘરૂં હોવાથી, કવિતામાં છૂટ છે, કે હ્રસ્વ હોય તે દીર્ઘ, ને દીર્ઘ હોય તે હ્રસ્વ, જોડી, બોલી, વાંચી, શકાય. છતાં, એ બને ત્યા સુધી શુદ્ધ રૂપે આગળથી સાચવવુ.

' સ્વાભાવિક કરી કલ્પના. ' ને બદલે,

' બાધે સ્વાભાવિક કલ્પના ' એમ કરવું

દોહરો.

નર નારી નીચ હેતુસે, નિશદિન અન્યોઅન્ય એને બદલે,
નીચ હેતુસે સ્ત્રી પુરૂષ, નિશદિન અન્યોઅન્ય એમ કરવું.

૫—માત્રાનો ચનાવી લેવા જેવો ફેર.

કોઇ વખત નહી બોલાતું હોય, તેમ માત્રા ગણવી પડે છે, પણ એ છૂટ આપવા જેવી નથી બોલવુ કાંઇ ને ગણવું કાંઇ, એ સારૂં નહીં તેથી નહી છૂટકે જ એમ કરવું, ને તેમા રાહ, બીજે નામે ઢબ કે ઢાળ, બરાબર આવે, એ તપાસવુ

ચોપાઇ.

તુજ ગતિ એવી જગ અદર, એકડ ને પાચડ પદર

આમા ' પદર રાબ લાવવાનો, ને આગળી લીટીને છેડે પ્રાસ મૂકવાનો, હોવાથી, ગુરૂની જગાએ લઘુ અક્ષરથી ચલાવી લીધું છે.

સ્વાભાવિકતા

ચરણાકુળ

બાહુ પિતા જોઇ પામે તન  ધારે વિસ્મયી આકૃતિને મન

એમા વિસ્મયી ધારે આકૃતિને મન  એમ જોઇએ, કેમકે આકૃતિ નહી પણ, પોતે વિસ્મયી છે

ચોપાઈ

મૃગ છાલક જળ દાતે લુણ. આને બદલે

મૃગ જળછાલક દાતે લુણ આમ જોઇએ

કેમકે એથી છઠ્ઠી વિભક્તિના સબંધના બે શબ્દોનો ક્રમ સુધરે છે, ને લ ઉપર તાલ આવીને ' છાલક ' શબ્દના બે ભાગ થતા તે અટકે છે

દોહરો

વાપરી ચરવા દો જવા, છોડો અક્કલ ગા

આ અર્થ નહીં સમજાય એવું એટલે ક્લિષ્ટ છે

છોડો ગૌ વાપરી અ ન ચરવા જાયે જેમ

આમા અક્કલ ચરવા જવા જેવો અનર્થ નિકળવાનો સંભવ છે

સમજી છોડો ગાયને, કે તે ચરવા જાય

આમા ઉપર જેવી ગરબડ નથી

રૂચિરા

અધર્મકર્મે આળસ રાખો, ધર્મકર્મમા ઢીલ ન કરો

આમા ' ધર્મકર્મમા ઢીલ કરો ' એમ બોલાઈ, દબાતો રાખેલો

નકાર નિકળી જઇ, ધાર્યાથી ઉલટો અર્થ પેદા થવાનો સંભવ છે તેથી એને 'ધર્મ વિષે નહી ઢીલ કરે' એમ ફેરવવાની જરૂર છે

લાવણી દેશી.

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી,
હુ હવે ગુણિકા નથી હાડાની રાણી એને બદલે,
મુજ પર ગુજરી તે પિતા પા શાહ જાણી,
હુ નથી ગુણિકા હવે હાડાની રાણી

૨—શબ્દ અધ્યાહાર

કર્મનો ને સર્વનામનો તે' અવ્યયનો 'જો' વિગેરે શબ્દ અધ્યાહાર રાખવાની જરૂર હોય તો અર્થમાં ગરબડ ન થાય, એવી રીતે તેમ કરવું

છંદવજ્ર.

જાઓ અહુના અમ આગમીએ, અન્યો સહુને અપિ એમ કહેજો;
ત્યાં પ્રેવિયું છે નહી પ્રાણી જાતા, કિંચિત અર્થે અમ રાખજો રે.

૪–ટીકાયુક્ત.

જેને વાસ્તે કઢંગી રીતે, અર્થાત હદ કરતાં વધારે, ને અર્થ પણ સમજવાને, ટીકા જોઇએ, તે કવિતા નથી, પછી વિચાર સારા હોય, તેની સાથે તેને કાંઈ સંબંધ નથી. પોતે મગજમારી કરવી, ને બીજા પાસે કરાવવી, એ સારૂં નથી.

૫–સ્મૃતિયોગ્ય.

કવિતામાં, તે તરત યાદ રહી જાય, ને કોઇ વાર દષ્ટાંત તરીકે કે કહેવતની પેઠે વપરાય, એ ઉત્તમ ગુણ છે.

ભુજંગી.

મહારાજ લંકા તણો એમ ભાખે, નથી મરણ થાતું લખ્યા લેખ પાખે.

વિષય.

૧–વ્યાજબી નવીનતા.

વિષય ને વિચાર દેશકાળને અનુસરતા રાખવા વર્તમાન ઉપરાંત ભવિષ્યમા ટકે, એવા રાખવા; અસલના લોકે વાપર્યા હોય, તે, તેમ ને તેમ, ખેંચ્યા કરવા નહીં, પણ નવીનતા રાખવી; ને એ બધામાં, બીજાનું ને આપણું કઢંગું ટળે, ને ઢંગવાળું થાય, એ સાચવવું.

૨–વિષય.

પોતાને મનપસંદ વિષય લેવો. પછી તેમાં કલ્પનાનો ઉપયોગ કરી જોવો. પછી તેનાં અંગ નક્કી કરવાં. પછી તેમા જૂદા જૂદા રસ કેટલા

ને કયી જગાએ આવી શકે એમ છે, તે વિચારવુ: ને પછી તે રસ અજાણતાં પણ આવે, એવો અભ્યાસ પાડવો.

૩–ગુન્હો.

બે કોમ વચ્ચે વિરૂદ્ધતાની ઉશ્કેરણી થાય, કે પ્રજા, ગુન્હો છે, એમ કહે એવો રાજાની તરફ, કે રાજા દંડે એવો પ્રજાની તરફ, ગુન્હો થાય, એવું લખવું નહી.

૪–ખુશામત.

કોઇ માણસના વખાણ પોતાના સ્વાર્થને માટે કરવાં, ને તે અતિશયોક્તિથી કરવા, એ કવિતાને માટે હલકો વિષય છે, માટે તેમાં કાવ્યશક્તિને થકવવી નહી.

દોહરો.

પરાક્રમી પારથ સમા, ધર્મસત્ય ધરનાર.
માનો શ્રી દાતારને, દેવ તણા અવતાર.

૫–તરજુમો.

પરભાષાના કાવ્યના ગ્રંથોમાથી, પોતાની ભાષામાં, કાવ્યમાં તરજુમો કરવો, એ સ્વતંત્ર કાવ્ય નથી. બીજા ગ્રંથોના વિચારોનો સંગ્રહ કરી, તે વાપરવાની ટેવ પાડવી, એ પણ તે નથી. તેથી તેમ કરનારે, તે ઉપરાત, સ્વતંત્ર વિચાર, વિષય, ને વાણી,ની ટેવ પાડવી.

રચના.

૧–વિષયનાં અંગો.

વિષયનાં અંગોમાં અનુક્રમ આવવો જોઇએ, ને તેમાં એકેકની સાથે સંબંધ સચવાવો જોઇએ.

૨–ટુંકાપણું.

ગદ્ય લંબાણથી કહેવાને માટે છે. તે કરતા બહુ ટુંકાણમા કહેવાને, ને મોટો અર્થ સમાવવાને, પદ્ય છે. તો સરસ રીતે કહ્યા વગર અર્થ ટુંકાણમા આવી શકે નહીં. ટુંકાણમાં સરસ રીતે કહેવામાં આવે છે, તેથી કવિતા ગદ્ય કરતા વધારે અસર કરનારી છે. ગદ્યમાં લાંબા લખાણે કે ભાષણે અસર ન થાય, તે ટુંકી કવિતાથી થાય છે.

દોહરો.

સ્ત્રી જીતે સો નર કહું, રણ જીતે સો શૂર.
મન જીતે સો મર્દ હૈ, અંતરરામ હજુર.

૩–મગજમા માપની ધુન.

કવિતાને વાસ્તે પોતાને પસંદ પડે, એવું માપ લેવું. તેની પૂરી સમજ આગળથી લઈ, તેની ધુન મગજમાં ચાલવા દેવી. તેમ હોય, તો ઉર્મિઓ ઉત્પન્ન થઈ, ખુબી આવે છે, નહીંતો અક્ષરની વધઘટ, અયોગ્ય જગાએ વિરામ, દાળજુ ઓટાપણું, તાલનો ભંગ, વિગેરેથી તે બગડે છે.

એક વિષયને લગતા ટુંકા, ને લાંબા પણ, કાવ્યમા, નાટકના જૂદાં પાત્રોથી બોલાય છે, તે ગોઠવણનું અવસ્થાને અનુકરણ કરીને, કહીએ કહીએ માત્રામેળ કે અક્ષરમેળ જૂદા જૂદા, બે કરતા વધારે, ને વળી બે જાતના મેળમેળ, છંદો વાપરવા, એથી વિદ્વતા માલમ પડ છે, પણ તે સાથે જોડનાર ને વાચનારના મનમા વિરસ વિચાર ને વેગનો ભંગ પણ થાય છે

કલમનું, છે. પહેલું કાનનું, બીજું આંખનું, છે. પહેલું અજાણપણાની સ્થિતિમાં હોય છે, બીજું ગણત્રી કરે છે. એમ કવિતા વિચાર કરતાં કલ્પનાની વધારે છે, ને સામાને અસર પણ તે જ કરે છે.

કાવ્યશક્તિને વાસ્તે માણસમાં જન્મથી તેની લાયકાત જોઈએ. શિક્ષણથી, અર્થાત પોતાને સમજાય એવાં, ઉત્તમ ગણાતા, ને પસંદ, કાવ્યો પ્રથમ મોઢે કરવાથી, ને પછી પિંગળમાંથી સામાન્ય, ને સમયની, જરૂરનો ભાગ સમજી લેવાથી, તેમાં વધારો સુધારો થાય, પણ લાયકાત વગર કાંઇ વળે નહીં. દેખાદેખી ઇચ્છા કરીને કોઇ મહેનત કરે, તો તે, મીઠા વગરની હોઈને, નકામી જાય છે. એ વાત ખરી, પણ જેનામાં લાયકાત હોય, તેણે પણ કવિતા કેવા રિવાજે કરવી, એ જાણવાની જરૂર છે.

કવિતા કરવાને, તે ટુંકી હોય તો, મોઢે બનાવવી. તે પછી તેને લખી લેવાની ઉતાવળ કરવી નહીં. થોડી વાર સુધી યાદ રહે, તો ને તેટલી જ લખવી બાકીની જવા દેવી પોતાને યાદ ન રહે, તે બીજાને વાચવા, કે યાદ રહેવા, ને વાસ્તે નકામી છે, એવો પોતાનો મત રાખવો.

તે લાંબી હોય, તો કાગળ લઇને બેસવું પડે છે, પણ તે વખત આખી કડી મનમા ખુબીથી જોડાઈ જાય, ત્યા સુધી કાગળ પર એક પણ અક્ષર લખવો નહીં, ને તે યાદ રહે, તે લખી લઇને આગળ ચાલવું. કોઈ કવિતામા ફરી બોલવાની લીટી સરળ હોય છે, ને કડીઓ સરળતામા ઓછી હોય છે, તેનું કારણ એ છે, કે પહેલી મોઢે બનાવી લઈ, પછી બીજી કાગળ પર ચેરચાર ને છેકાછેક કરીને તૈયાર કરેલી હોય છે, અર્થાત ઉપરથી એક બાબતે સમાન, ને બીજી બાબતે જુદી, મત રાખીને કામ કર્યું હોય છે.

કવિતા ટુંકી કે લાંબી હોય, તે બન્નેમાં, એક માણસ બોલે, ને બીજો માણસ લખી લે, એ રિવાજ સહુથી સરસ છે.

૫–છઠ્ઠમા વિરસના તત્વનો નશો

અનાજ ફેરવી ફેરવીને સાફ કરવુ, રાધવુ, ને મહેનત પછીના ભૂખ ને સ્વાદે ખાવુ એટવુ કર્યા પછી તે પચે રસ થાય ને તેથી શરીર શક્તિમાન, ને જીવ તેજસ્વી બને તેવી રીતે વિરસને પચાવતા જ્યારે તેના તત્વથી નશા જેવી સ્થિતિ આવે ત્યારે તેમા કવિતા ફરવી ઉપરાત, એ વખત ન્રમાન એ સ્થિતિનો ભગ થાય એવી કોઈ ખનન આવે, તો તેને વશ થવુ નહી એ કવિના જૂદા જૂદા કાવ્યોમા એ બાબતે ફેર આવે છે, તેનુ કારણ એ તેનો સ્થિતિફેર છે

વર્ણન

૧–વિચાર

કવિતાની લીટી સહજે જોડાય, શબ્દરચના સરસ થઇ ને પ્રાસ આવ્યો તેથી સંતોષ માનવો નહી તેના વિચાર મ્મ નગરના નહી પણ મહત્વવાળા જોઇએ ને નિબધમા ખનન નહીં પણ મંડન કરતા જોઇએ

છપ્પો

આડો વાગે આ જ્ઞાન જુવે જે જતે
આડો વાગે આન, ચાલતા વાકી રીતે
આડો વાગે આમ પરાક્રમ પ્રૌઢ પામી
આડો વાગે આન ભાગ્યનો જે કો સ્વામી

વળી આડો વાગે આન તે ક્રોધસમર શાન્તિ ધરી
જન ઓગણ ભૂત સુચવે અવગુણ ઉપર ગુણ કરી

આમા બધી બાબત સારી છે તેમા નાકી ' શબ્દમા ખગબ બાબત હોઇને તે સહુને ખનન કરનાર છે એને બ ને નાથી ' શબ્દ મૂકીએ તો તે મહત્વમા ઘગડો નહી કરીને મંડન કરનાર થાય છે

૨–ચિત્રકાવ્ય.

વિષયમા કોઈ કોઈ ઠેકાણે એવું વર્ણન આવે, કે જોડનારની પેઠે વાંચનારના મનમા તેનું આબેહુબ ચિત્ર પડી રહે; બીજે શબ્દે ચિત્રકાર તે ઉપરથી ચિત્ર દોરી શકે.

ભુજંગી.

પળે પથ ડોસી ખુધેથી વળેલી, યથા નકલ ત્યાં બાળકોએ કરેલી.
થવા વૃદ્ધ આશિષ આપી હસેલી, છબીં તે દીપે ચિત્રમાં ચિતરેલી.

એ ઉપરથી સમજાશે, કે પાનાની ચાર બાજુની ઘણી જગા મૂકીને, વચ્ચે કવિતા છાપવી, ફરતી કિનારી ગોઠવવી, ને એમ કવિતાને સારા દેખાવમા મૂકવી, એ, તેમા મહત્વ નહીં હોય તો, તકલદી છે.

૩–વેગ.

જેમ ગદ્યમા સરસ પુસ્તક વાચવાનું શરૂ કીધા પછી તે અધુરૂં મુકાતું નથી, તેમ કવિતામા, તનદુરસ્ત વેગે, થવું જોઈએ.

કવિનુ નામ.

છુટક કવિતાને અતે, એટલે તેની અંતની લીટીમાં, અપૂર્ણ જેવા છદને અંતે, ગદ્યની વચ્ચે આવનારા પદ્યમાં, સરખી તરેહની કવિતામાં થોડે થોડે અંતરે, કવિનુ નામ આવે, તે ઠીક લાગે એવું નથી. છુટક ગાવાના પદને અંતે, ને મોટા ગ્રંથને અંતે, કોઈ કર્તા પોતાનું નામ મૂકે છે, ને કોઈ, હવે પોતાને નામે કવિતા કે પુસ્તક છપાવી શકાય છે, તેથી સંતોષ માનીને, તે મૂકતા નથી. જ્યાં મથાળે નામ ન જણાવ્યુ હોય, ત્યાં નીચે જમણી બાજુએ જૂદું લખે છે.

## જુસ્સાદાર કવિતા.

કાવ્યની શાખા, પિંગળ ઉપરાંત, 'દેશી' ને 'સંગીત' એવી બે છે.

### દેશી.

માણસને કવિતા, ગાવા ને વાંચવા, બંનેની ઇચ્છા હોય છે, એકની નહીં. કોઇ કવિતા બે બેમાં, ને કોઇ એકમાં, વપરાય, એવી હોય છે. નવો શિખાઉ જે પહેલું અનુભવે છે, તે પહેલું વાપરે છે. સંગીતનો પ્રચાર ઘણો, ને પિંગળનો થોડો, હોવાથી, માણસ પ્રથમ, ઘણે ભાગે, ગાવા તરફ વળે છે. એમ અસલના કવિઓએ પ્રથમ એ બાબતનો લાભ લીધો. એમાં માત્રાની ને અક્ષરની ગણત્રી નથી, પહેલી માત્રાથી ઉપડતાં માપમાં, તેની પહેલી માત્રાથી ઉપડવાની બાબત કોઇ માપમાં સાચવવાની રીત છે, પણ તે શિવાયના, અર્થાત બીજી ત્રીજી માત્રાથી ઉપડતા, માં ગરબડ ચાલે છે, ગુરૂ ઉપરાંત લઘુની છૂટ છે, અક્ષર ગાવામા ઓછા પડે, તો તે લંબાવવા, ને વધારે પડે, તો તે દબાવવા, માં આવે છે, ને ફક્ત ઢાળ તાલ ને પ્રાસ સાચવવાના છે, તેથી તેમને સહેલું પણ પડયું. પછી પિંગળ જાણનારાએ પિંગળના છંદ લઇ, તેમાં ઉપર જેવો ફેરફાર કીધો. એ બેઉના ફેરફારનું 'દેશી' અર્થાત ગુજરાતી, એવું નામ પડયું. એટલે સંગીત પક્ષે રાગ સારંગની દેશી, રાગ મારૂની દેશી, એવા, ને પિંગળ પક્ષે ભુજંગી છંદની દેશી, ફલાણા છંદની દેશી, એવા, માપના નામ પડયા એવા નામને બદલે, કોઇ છંદને 'ઢાળ ફલાણો છંદ' એમ પણ કહેવામાં આવે છે એમ હોવાથી, 'દેશી' કે 'ઢાળ' શબ્દ વગર એવાનું નામ લખવું, એ અયોગ્ય છે. ટુંકાણમાં, ગાવાનું પિંગળ નવું પેદા થયું. તેથી, અર્થાત છૂટ વધવાથી, મોટા કદનાં પુસ્તક બનાવવાનું, ને ભાવ બતાવવાનું, સહેલું થયું.

( માત્રામેળ ૭૯. )

ઢાળ ખાયણું.

૧ । ૫ । ૫ । ૪ । ૪ । ૩
રેટીઓ ભાગીને, ગઇ હુતી રે કાશી,
૧ । ૪ । ૪ । ૪ । ૪ । ૪
રેટીઓ સન્યાસી તો સામો મળ્યો

ઢાળ ચચરી.

। । । ।
જાવે ચદ્ર સૂર્ય પ્રકાશ જાવે ધરતી ઔર આકાશ
। । । ।
જાવે દેવ ત્રિગુણી પાસ, પવન પાણી ભી જાયગા

આનો ઢાળ કવિત થી જૂદો છે એનુ ચોથુ ચરણ કોઇ વાર એક
કરતા વધારે એની કડીમા ફરી લાવવાની પણ રીત છે

ઢાળ રેખતા

૪ । ૫ । ૨ ૪ । ૫ । ૨
કહ્યુ નારીનુ થાય પિતામાત ન પુજાય,
૪ । ૭ । ૨ ૪ । ૬ । ૧
અધિક કામ આડા થાય, ખાય ખુણે જાઇને

( અક્ષરમેળ ૭૬ )

૭૬ ભુજગ પ્રયાતની દેશી

। । । । । । । ।
હદે ઉપની આદરે અભિનાવા માચુ નાગ રમણ ગુજરાતી ભાષા

( અક્ષર સખ્યા કિંચિત લઘુગુરૂ મેળ ૭૬ )

ઢાળ અનુષ્ટુપ.

કરશે તેવું લોક ભરશે, તેમાં કરશે શું હરિ ?
ખતા ખાશે ફરી કરશે, ફેરવશે કેમ કરણી ?

( અક્ષરસંખ્યામેળ છંદ. )

ઢાળ ચોવી.

રાજા તૂ રાજમલ, દુસ્મનકે તોરે દલ,
પલમેં ચકચૂર કિને, નૂરકો દિપાયા હૈ.

ઢાળ કવિત.

રાજા તૂ રાજમલ, દુસ્મનકે તોરે દલ,
પલમેં ચકચૂર કિને, નૂરકો દિપાયા હે
કિત્તી બનાઇ કલ, બલમે બલવાન બડા,
પરાક્રમ પાહાડ જૈસે, પાર કિને પાયા હૈ ?
જાનત હે જગત મેં, મુંહ કયા કહ સકૂ,
રાજા તૂ રાજવીર, રાનીકા જાયા હે;
રજપુતકી ટેક રખી, સલ્તનતકી નેક રખી,
કિર્તીસિંહ કિર્તીકા, કોટ હી બનાયા હૈ

( ૫૯. )

રાગ મારૂ.

ડાટ વાળ્યો રે, ડોસીએ ડાટ વાળ્યો રે;
વડસાસુ વેરણ થઇ મારી, હરખ હૈયાનો ટાળ્યો. ડો૦

| | | | | | |
લ ેશ્વરીથી પૂરૂ ન થાયે, એવુ માહે લખાવ્યુ રે
| | | | | |
સાધુ પિતાને મહાદુ ખ દેવા મુને, સિમત લાને આવ્યુ ડો૦

## સગીત.

સગીત, એ પિગળની સાથે પ્રાસ ને અર્થની બાબતમા મળતુ છે, ને એ મેને લીધે તે કાવ્ય કહેવાય કે માત્રા તાન ને વિરામની બાબત તેમા જૂદી છે દેશીમા પદ જેવી ચોકસ બાધણી આવે છે, તેવી ખાસ જગ્ગ તેમા નથી ને સુરની વાત તેમા સહુથી ન્યારી કે

રાગ ભૈરવી. ત્રિતાલ.

| | | | | | |
મ મનાય હારી રામા મ મનાય હારી,
| | | | |
પિયા માની ન માને રે મૈં૦
| |
નીચે મહે ગગા, ઉપર મમે કાશી રે (૨)
| | | | |
મનમે મોવે ચિડિયા રે,
| | | | | | |
મે સદા ઉદાસી રામા મ સદા ઉદાસી પિ૦

સગીતમાથી મીજી પણ શાખા પેદા થઇ કે તે નાટકની ચાલે છે તેની બાધણીને તર્જ, એટલે અમુક ઢાળની સારીગમનુ બીજુ, કહે છે તેમા પ્રાસ ને અર્થ હાનાથી તે કાવ્ય કે, પણ તેને સગીતના રાગો સાથે સગધ નથી જેમ દેશીમા કોઇ નખનાર પિંગળના ખરા પદ નમ કે, સગીનમા દેશી જેવા પદ આવે કે, તેમ નાટકમા પિગળ કે સગીતને મળતા મધમેમતી ચાલે આવે, તે જૂદી વાત કે

| |
ધીમા ધીમા ચાલો માગ પ્રાણુ રે ધી૦

ચાલો સખી! આજ પંઢરપુર જઈએ રે.

ને ચોથી તરફ નાટકવાળા, કોઇ અમુક નિયમને બદલે, ધંધો ને કમાણી પર નજર રાખે છે.

## ઉપાય.

એ બધી સ્થિતિમાંથી કાવ્યની બાબતની ગુંચવણ ઉકેલવાનો હેતુ આ પુસ્તકનો નથી. પિંગળની બાબતનો છે. તેને લગતી વાત કરીએ.

ઉપર કહી, તે બધી, ગઝલ શિવાય, ગાવાની કવિતા છે. પિંગળના અનુભવ વિનાના લોકને મારે છે. તેથી વાંચવાની કવિતામાં મોટો ખાડો પડ્યો છે. તે પિંગળથી જ પુરાઇ શકે, ને પિંગળ જાણનારા જ પૂરી શકે, એમ છે.

વાંચવાના કાવ્યમાં માપ વીરત્વવાળાં હોવાની જરૂર છે. તેમાં ગાવાનો છાંટો જેટલો પણ આવવો જોઇએ નહીં. તેમાં હરકોઇ રસ જામી શકે છે. માપનું વીરત્વ રસને હાની કરતું નથી, પણ પુષ્ટી આપે છે. તે સ્ત્રીઓને મોઢે ગોભે છે. તેથી તેમનું સ્ત્રીપણું ટળી જતું નથી, પણ તેઓ હિમ્મતવાન થાય છે.

એને વાસ્તે પિંગળને સરળ ને સ્વાભાવિક સ્થિતિ પર લાવવું. કાવ્ય જોડનારે તેમાં જુસ્સાદાર માપો હોય, તે પસંદ કરવાં, ને વાંચનારે તેવા માપની કવિતા વાંચવાનો શોખ રાખવો.

# ફારસી ઉર્દુ ને હિંદી કવિતા.

## પિંગળ.

ઉર્દુનું પિંગળ અરબીના, ને હિંદીનુ સંસ્કૃતના, પિંગળ પર આધાર રાખે છે. મૂળ બે પિંગળ જૂદા છે, એટલે એ બે પણ જૂદા છે. પરસ્પરના પિંગળનો લાભ કોઈ કોઈ વખત લેવામા આવે છે. એ બે ભાષા જુસ્સાદાર હોવાથી, એની કવિતા પણ તેવી થાય છે નાન્તર જાતી એ બે ભાષામા નથી, તે જુસ્સો વધવાનુ એક કારણ છે

## ગુરૂ લઘુ ફારસીમાં.

ઉર્દુ પિંગળમા, જે સ્વર એટલે ગુરૂ અક્ષર પર કવિતાની લીટીના માપની તાલનુ વજન ન આવ્યું હોય, તેનો ઉચ્ચાર લઘુ જેવો થઇ શકે છે, ને તેથી તેને ગણત્રીમા લઘુ જેવો સ્વીકારી લેવામા આવે છે.

૩ ( ૬×૩ ) ૧

ı | | |
આનેકા તેરે પાસ ઽઽ ક્યા મે બહાના

વાચતા, 'ન' 'મ' 'ય' 'ર' 'લ 'હ' જેવો એક અક્ષર ઉચ્ચારમા તેની આગળના, ગુરૂ કે લઘુ, સાથે જોડાઇ જતો હોય, જેવા શબ્દ એ ભાષામા ઘણા છે, તો તેની માત્રા ગણવી કે નહીં, અર્થાત તેનો ઉચ્ચાર થવા દેવો કે દાબવો, એ લખનારની ઇચ્છા પર આધાર રાખે છે.

આમાં પહેલી લીટીમાં 'લે' ને લઘુ, ને બીજી લીટીમાં 'રે' ને 'દે' ને ગુરૂ, ગણ્યા છે, એટલે એ લખનારની ઇચ્છાની વાત છે.

'હસ્તીમ' શબ્દને 'હસ્તી' હોય, તેમ ગણ્યો છે, જ્યારે 'હે હસ્તીમ મીરે હમદે હવા' એમ હોત, તો 'હસ્તીમ' છે, તેમ ગણી લેવાત એ એની બાબતે, પહેલામાં 'મ' લઘુની માત્રા ઉડે છે, બીજાના નહીં.

લઘુ અક્ષર જેની સાથે જોડાય, તે અક્ષર ગુરૂને બદલે લઘુ હોય, તેનું પણ એમ છે.

આવો ઉચ્ચાર કર્યો છે. 'એ' અક્ષર ગુરૂ છતાં લઘુ ગણાય છે, ને છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે શબ્દને અંતે જોડાય છે, તેમ 'એમન' શબ્દ માંના 'એ' ને ગણીને, ને 'ન' લઘુ છે તેને, એમ બેને ઉડાવ્યા છે.

એ પ્રમાણે આગલા વ્યંજન સાથે પાછલા સ્વરને પણ, બોડા લઘુની પેઠે, મેળવી લે છે, ને તેમ કરીને લઘુની એક માત્રા ઘટાડવાનો લાભ લે છે.

મન અઝ આ હુસ્ને રોઝઅફ્ઝુન કે યુસુફ દાશ્ત દાનેસ્તમ
દિવસે દિવસે વધતું રૂપ યુસુફને હતું, તે વિષે હું સમજું છું.

આ લીટીને નીચે પ્રમાણે બોલે, વાંચે, છે.

લ્યાવે ' ના જેવુ છે, એટલે તેમાનો ' ન ' ને ' કસર ' માનો ' ર ' પાછલા અક્ષર સાથે જોડાય છે. એમ અનુકૂળ અક્ષરને આગળ કે પાછળ જોડવાની, અર્થાત્ જોડીને બોલવાની, રીત છે.

ટુંકાણમા, એ પિંગળમા ગુરૂને દામવાની, ને બોડા લઘુને ઉડાવવાની, છૂટ છે

## બોડો ને આખો લઘુ.

દેશી પિંગળની, બે પૂરા લઘુનો એક ગુરૂ, ને એક ગુરૂના બે પૂરા લઘુ, ગણનાની રીત ફારસી પિંગળમા નથી

ફારસીમા લઘુ, લઘુ ને બોડો લઘુ, ને બે લઘુ, એવા ત્રણ પ્રકાર છે એક લઘુ ને બીજો બોડા લઘુ, એમ બે અક્ષર મળીને ગુરૂ થાય છે જે લઘુ બોડો બોલાતો નથી, તે આખા લઘુ સાથે મળતો નથી, ને તે બેનો ગુરૂ થતો નથી

૩ ) ૪

એક દાખલો લઈએ

શિખરિણી

સુન્દરો સત્કર્મો મહીં વખત ગાળો જીવનનો
કીધો સાસરવાસો, પછીથી તેને જાણ્યો સિદ્ધમુનો

આમાં, મોટા લઘુને પુરા લઘુની સાથે મેળવીને બેનો એક ગુરુ આપણે ફારસીની પેઠે બનાવ્યો છે 'સાસરવાસો'

'પછીથી' માં આપણે ફેર શુ નથી

'તેને' માં આપણે ફેરવ્યુ છે, અર્થાત ફારસીની પેઠે ગુરુનો ઉચ્ચાર લઘુ જેવો કર્યો છે

એ ૭ મા અક્ષરની સંખ્યા સત્તરની છે, તે આપણે જેમ ને તેમ રાખી છે

અક્ષરમેળ છંદનો દાખલો આપવાનુ કારણ એ છે કે ફારસીમાં, માત્રામેળ ને અક્ષરમેળ બેની મેળભેળ માલણી છે

ઉર્દુભાષા ફારસી કરતા દેશી ભાષાને ઘણી વધાર મળતી આવતી છે, એમને ફારસી માપો તેમા વપરાતા ઉપર જણાતુ નવાપણુ ને અનરાપણુ ઘણી જાય છે બીજે શબ્દે, બે પૂરા લઘુનો ગુરુ ને એક ગુરુના બે પૂરા લઘુ નહીં થવાના બાબત નડતી બંધ થઇ મોટા લઘુની ને લઘુને બન્ને ગુરુ ગુનાની બાબત સ્વાભાવિકપણે ગાઠવાની રહે છે, ને માપના અક્ષરની મુકરર સંખ્યા આવની ગણતા માપ બેગ્સ થાય ઙ

તે કવિતામાં વારંવાર આવી અડચણકર્તા નિવડે છે, ને તેથી એવી છૂટ, ખાસ કરીને અક્ષરમેળ છંદમાં, લેવામાં આવે છે. તે સાથે તેમાં તેના અક્ષરની ગણત્રી બરાબર રાખવામા આવે છે.

દુમિલ.

ફુલ દેત અન્હાયેતેં યે તો સહી, જગ જાન્હવી સી જુવતિ જો કહી.

દેશી ભાષામાં ઉર્દુ ને હિંદીની રીતનું અનુકરણ કરવું, પણ દેશી ભાષા જુસ્સામાં ઓછી છે, તેથી તે સાથે ઢંગ સાચવવાની જરૂર છે.

નારાચ.

અહા સુંદર દિખાવ જો નજર ભરી ડુંગર તણા.

## સરખામણી.

હવે ફારસી ને દેશી પિંગળની સરખામણી કરવાને એક દાખલો લઈએ.

૪ ।૫ ।૪ ।૩
ઉસકા જાની જુદા હો જાવે, ઉસકા આશકકો નીંદ ન આવે.

આ માત્રાની રીતે જોડાયેલું છે. પિંગળની રીતે એ આમ જોઈએ.

ઉસકા જાની જુદા હી હો જાવે, ઉસકા આશકકો નિંદ્રા ન આવે.

ઉચ્ચારની રીતે એ દાખલો નીચે પ્રમાણે છે.

ઉસ્ક જાની જુદા હી હ જાવે, ઉસ્ક આશકક નિંદ્રા ન આવે.

એ માપ 'રામ રાહામ રાહામ ગહા' નું છે. એટલે એમાં અક્ષર ૧૫ છે. એથી ઓછા વત્તા અક્ષર એમાં ચાલે નહીં. ગુરૂનો ઉચ્ચાર લઘુ જેવો થાય, તેથી અક્ષરની ગણત્રીમાં ફેર પડતો નથી. માત્રાની સંખ્યા ગણીએ, તો, ઉચ્ચાર થાય, તે પ્રમાણે માત્રા ગણતાં, તેમાં પણ ફેર પડતો નથી.

ગુરૂ લઘુની બાબતમાં એમ છે, કે ગુરૂની સાથે આવેલો ઉડતો લઘુ ઉડી શકે, મહેમા. તેને નહી ઉડાવવો હોય, તો તે તે વગર રખાય, મહેમાન. એ બે બાબત જોડાક્ષર ભેગા કે છુટા રાખવા જેવી છે, પણ તેની માત્રામાં ફેર છે.

લઘુની પાસે આવતો ઉડતો અક્ષર ઉડાવવો જ જોઇએ. દિલ્ એ ખરૂં, દિલ એ ખોટું. એમા આગલો લઘુ ગુરૂ થાય, જેવું કે મન. કોઇ જગાએ તે ગુરૂ નહી થાય એમ બને, જેવું કે હસરત્ ને બદલે હસ્રત. એનું કારણ જોડાક્ષરને દબાવ્યાનું છે.

બે ખોડા લઘુ સાથે આવે નહી. આવે, તો આગલો આખો થાય, હસરત્.

બે આખા લઘુ મળે નહીં, રજ,

આગળ પાછળ અક્ષર હોયા વગર અક્ષર ઉડી શકે નહીં, બા લલબા બાલ બાલ.

આમાં 'લ' એ, ઉડે, એવો અક્ષર છે. પણ તેનો ઉચ્ચાર ઉડવા જેવો થાય, તો તે તેવો હોય છે. પહેલા બે 'લ' ઉડતા નથી બીજા બે ઉડે છે. એમ ઉડે એવો લઘુ અક્ષર લઘુની પાસે કે ગુરૂની પાસે આવીને નહીં પણ ઉડે, ને ઉડે પણ ખરો.

દરેક માપમાં અક્ષરની જે સંખ્યા હોય, તે ઉપર પ્રમાણે ને ઉચ્ચાર પ્રમાણે ગણીને ચોકસ કરતાં, તે માપ માત્રામેળમા ને અક્ષરમેળમા ચોકસ થઇ રહે છે. એ ઉપરથી જણાય છે, કે ફારસીમા માત્રામેળ ને અક્ષરમેળ એવા બે ભાગ નથી, પણ ઉચ્ચારમેળ, એટલે, લગામેળ કે દેશીમેળ કે સંગીતમેળ નહીં પણ, બેને ભેગા કરીને માત્રા-અક્ષરમેળ, એવો એક ભાગ, એટલે એવી એક બાબત, છે.

માત્રામેળમાં ગુરૂને લઘુ બોલી શકાય છે એટલે માત્રાની છુટ

મળે છે, ને અક્ષરમેળમાં અક્ષર ઉડે છે એટલે અક્ષરની છુટ મળે છે. એ બેજેલામાં બેની છુટ મળે છે. એમ માણસને કાવ્યની બાબતમાં બંધનો ઓઝા થઇ છુટ વધે છે.

બીજો દાખલો લઇએ.

૨ । ૫ । ૫ । ૫ । ૩
હયા બોલી ઉભરા જો જોબન કિસિકા,
મિટા દુંગી મેં ચુલબુલાપન કિસિકા.

હયા=શરમ જોબન ઉભરાવું=ગમે તેમ બોલવામાં. ચુલબુલાપન=ચાવળાપણું.

આપણે દેશી પિંગળમાં હ્રસ્વને ને દીર્ઘને, હ્રસ્વ ને દીર્ઘ, બે રીતે બોલી શકીએ છીએ, તેમ આમાં છે. એટલે એ બાબતમા દેશી પિંગળમા આપણે ઉચ્ચાર પ્રમાણે માત્રા ગણીએ છીએ, તેમ આમા છે. ફારસીમાં તેને બીજા ગુરૂઓ સુધી લંબાવવામા આવ્યું છે, ને બીજા લઘુઓની બાબતને, ઉડવાની વીગેરે, શરતના પેટામા લીધી છે.

એની માત્રા છે તેમ કે ઉચ્ચાર રીતે ગણતાં, માત્રા સરખી આવી રહે છે ફક્ત 'જો' અક્ષર વચ્ચે નડે છે. તેનો 'જ' ઉચ્ચાર થાય છે, ને એ બીજા ગુરૂઓ સુધી લંબાવ્યાની વાત છે.

અક્ષરની રીતે ગણતા, પહેલી લીટીમા ૧૪ ને બીજીમાં ૧૪ અક્ષરો છે, જે સંસ્કૃત પિંગળના બાર અક્ષરના ભુજંગીમાં આવી શકે એમ નથી. ફારસી પિંગળ એના બાર જ અક્ષર કહે છે, ચૌદ કહેતું નથી. પણ તે, ચૌદ અક્ષર વાપરીને, હિસાબ બારનો કરે છે. તેમ કરવાને ઉચ્ચારની બાબત પર ધ્યાન આપે છે તે કહે છે, કે જોકે એ માપ 'રરારા રરારા રરારા રરારા' નું છે, તોપણ એની જોડેલી લીટીનો ઉચ્ચાર તેના જેવો જ છે.

ત્રીજો દાખલો લઇએ

મેરા મૌલા મિયાં કરો ચૈન મુઝે.
રરરા રરરા રરરા રરરા.

આમાં માત્રાની ગણત્રી બંધ બેસતી નથી, પણ ગુરૂનો લઘુ જેવો ઉચ્ચાર, દેશીની પેઠે, કરીને માત્રા ગણવામાં આવે તો બેસે છે. આમાં અક્ષરમેળની પેઠે લઘુગુરૂની ગોઠવણ બંધ બેસતી નથી, પણ ગુરૂનો ઉચ્ચાર લઘુ જેવો કરતાં બેસે છે. આમાં અક્ષરસંખ્યામેળની પેઠે અક્ષરની ગણત્રી બંધ બેઠી છે, લઘુ વિશેષ હોય તો બેસતી નથી એમ લાગે, પણ તે ઉડી જતાં બેસે છે, ને, દેશીમા અક્ષર વધતા ઓછા હોય છે, તેમ નથી.

એમ ફારસી પિંગળે, માત્રામેળ ને અક્ષરમેળ, બેને મેળવીને પોતાનો રસ્તો કાઢ્યો છે. તેમાં, શબ્દના અક્ષરો જેવા છે, તે પર ધ્યાન રાખ્યું નથી, પણ તેના ઉચ્ચાર જેવા થાય છે, તે પર રાખ્યું છે, ને તેના તે ઉચ્ચાર પ્રમાણે અક્ષરોની સખ્યાને ને માપને ચોક્સ કીધાં છે.

એ બધું એક તરફ ઉચ્ચાર, ને બીજી તરફ અક્ષર સંખ્યાની ગણત્રી, થી થતું હોવાથી આપણે એમ કહી શકીએ, કે ફારસી પિંગળમાં માત્રા અક્ષર સંખ્યા ઉચ્ચાર મેળ માપ છે.

## બાંધણી ફેર.

સંસ્કૃત ને હિંદી ભાષામા, છંદના માપમા પહેલો, વચલા એક કે વધારે, ને છેલ્લો, એમ ત્રણ જાતના કટકા લીધા છે. ફારસી ને ઉર્દુમાં, પહેલાની સાથે, તેની જોડેના વચલાના બે ભાગમાંથી એક ભાગ મેળવીને, એક નમુનો બનાવી, તે કેટલી વાર ફરી આવે છે, તે પર નિગાહ રાખી છે. પહેલી ભાષામાં વિસામ, ઠીક લાગે ત્યાં, મૂકવામાં આવે છે, ને લાંબે માપે તેની જરૂર પડે છે. બીજીમાં, દરેક નમુના પછી જાણે

તો સાપના અંતમા થોડો ફેર હોવાથી, બીજી ચોથી લીટીના પ્રાસ નહી છૂટક મેળવે છે.

કયો ડર ન ફાડ ફાડકે ફેકૂં મે પથરદન ?
સૌદામે ઝુટકે યારમે હૈ તાર સાપ

આમા પહેલા કરતા બીજા ભાગમા એક માત્રા વધારે રાખી છે

અતની માનાની એ વાત થઈ પણ લીટીની વરૂની માત્રામા એક લીટીમા અમુક, ને બીજી લીટીમા તેથી ઓછી કે વધારે, એમ થઇ શકે નહી, સિવાય કે તેવી બાધણી નક્કી કરી હોય

## શેરની કડીમા પ્રાસની ગોઠવણ

શેરની કડીમા પ્રાસની જૂદી જૂદી ગોઠવણ નીચે બતાવી છે

૨ ( ૪+૦+૪ ) ૧+૨ ( ૪+૩+૪ ) ૧

પડીને પિંજરે પોતે, ગયો નિજ રૂપને ભૂલી
મથે છે સ્વાર્થને માટે, ગયો સા મોક્ષને ડૂલી
જગતને પાળવાવાળો, ફક્ત નિજ પિંડને પોષે
બધાને ચાહવાવાળો, પળ્યો નિજ અર્થને કોપે
કૃપાળુ તે થયો ક્રૂર, દયાળુની દયા દૂર
બન્યો નીરૂ હતો શૂર, બુઝાયું આત્મનુ નૂર

---

અમે મસ્તાન વૈરાગી, નહીં સસારના રાગી
જગતના બાદશાહોની, અમારે શી પડી પરવા ?
કરેલા પાપની માફી, પ્રભુથી ચાહતા હોયે
કરે તે વિશ્વપ્રભુની, ભલેને વાત દિ પરવા

---

ગરીબની બ્હારમાં ધાતાં, જળે સચ્ચાઇને ન્હાતાં;
કદિ ઘરબાર લુંટાઈ, અમારાં જાય તો જાઓ.
પ્રભુની જ્યાં નથી પરવા, બીજાની હોય શું ડરવા ?
હવે ક્યા દેહ છે ધરવા ? પડી આ જાય તો જાઓ.

### ગઝલ

ગઝલ ને શેરનાં માપ જૂદાં નથી. એક માપમાંથી બને થાય છે. ગઝલ ગાવામા પણ આવે છે, એટલે તેની ટેક ને કડી, ને તે બે મળે એવા પ્રાસ, નો બંદોબસ્ત રાખવાનો હોય છે. શેરમા તેમ નથી. એ બંદોબસ્ત વિનાની કવિતાને ગઝલ કહેવી, એ બરાબર નથી. તેને શેર કહેવી જોઇએ.

ગઝલ વાચવા ઉપરાત ગાવાની પણ છે, એટલે માણસ તે ગા-ને બનાવવા તરફ વહેતું વળે છે, પણ તેને પિંગળની, અર્થાત વાચવાની, રીતે જોડવાની જરૂર છે. તેથી હ્રસ્વ દીર્ઘ બનાબર આવે છે, ને તે વાંચવા ને તે ગાવા, બંનેમા સરળ થાય છે ઉલટામા ઉલટું થવાનો સંભવ છે.

૧ ( ૮+૪=૭×૨ ) ૮+૧

દફન કરના મુઝકો કુચે યારમેં,
કબ્રે બુલબુલકી બની ગુલઝારમેં.

૩ ( ૮+૪=૭×૩ ) ૧

૩ ।૩ ।૪ ।૩ ।૪। ૩। ૩ ।૨
હમ જાય ગહર બહાર ઠેરેંગે દરખ્ત પાસ,
બહતા પિયેંગે પાની જાનદિલ પિલાયેંગે.

આમા 'દરખ્ત પાસ' ને બદલે 'સુઆયેમેં' હોવાની જરૂર છે

ગઝલમાં ટેકની લીટી બે હોય છે, ને તે એક પ્રાસની આવે છે. પછી કડીની પહેલી લીટી પ્રાસ વગરની, ને બીજી ટેક સાથે મળતા

પ્રાસના, આવે છે  એ પ્રાસ ઉપરાંત, શેરની પેઠે, પ્રાસની બીજી પણ ગોઠવણ કરીએ, તે જૂદી વાત છે એક ગઝલમા ઘણું ખરૂં ચાર પાચ પ કડી હોય છે કોઈ વખત વધારે પણ આવે છે.

ટેકને અંતે 'ટેક૦' એમ, કે કડીને અંતે ટેકનો આવતો અક્ષર, લખીને બતાવવાની જરૂર નથી  તે વાચનમા નડે છે ગાનામા ઉપયોગ કરનાર, ટેક ને કડી, એને ઓળખીને વાપરવાનુ સમજે છે

જે ગઝલ ગાનમા જ વપરાવાની છે, તેમા, પદની પેઠે, 'ટેક૦' કે ટેકનો અક્ષર, તેની જગાની જરૂર પ્રમાણે, લખીને બતાવવામા આવે છે.

ગઝલની એક કે બે લીટીના માપ કે વિચાર પસંદ કરીને, તેને ગઝલમાથી છૂટી પાડી, દાખલા રૂપે બતાવવામા આવે છે ગઝલની બધી લીટીનું માપ સરખુ હોય છે, એટલે પ્રાસ વગરની એક લીટી ઉપરથી માપ જણાય છે તેની સાથે પ્રાસવાળી જોડી હોય, તો કડી વિષે સમજાય છે, ને પહેલી, એટલે ટેકની, બે લીટીના પ્રાસ પણ જણાય છે એમ આખી ગઝલનુ કાંઈક ભાન થાય છે

ટેકની બે લીટી લીધી હોય, તો બે લીટીના મળતા પ્રાસની શેર જેવુ જણાય, કડીની બે લીટી લીધી હોય, તો બીજી ચોથી લીટીના મળતા પ્રાસની શેર જેવું જણાય, એવો સંભવ એમા છે  તેથી ગઝલ બતાવવાના દાખલામા, ટેક ને કડી, બે બતાવી છે. સાધારણ દાખલાની વાત કરીએ, તો તે બે લીટીનો હોય તે કે તે લીટી ગઝલ કે શેરમાથી લીધી હોય તે, બાબત મહત્વની નથી

નહી આપ્યો હોય, ત્યા નજીકનાં આગળ પાછળના માપ ઉપરથી તે માણસ ખૂટતું માપ બતાવી શકે છે. જેવું કે,

૨ ( ૫×૩ ) ૨
અરે મિત્ર! મારા ન ગમગીન હોય. એના ઉપરથી

૧ ( ૫×૩ ) ૨
રે મિત્ર! મારા ન ગમગીન હોય.

કવાલી ગઝલ.

ગઝલ, સાદી ને કવાલી, એમ બે તરેહની થાય છે કવાલી મરોડથી ગવાય છે, ને તેની તાલનો ઠેકો ખાસ જૂદો છે. પણ પિંગળની બાબતે બનેનાં માપ સરખા છે, એટલે ગાવાના ફેરની બાબત પિંગળમાં બતાવવાની જરૂર નથી. માત્ર ગાવાનો ફેર જાણવાને, થોડા દાખલા જાણવાની જરૂર છે, તેથી આ પુસ્તકમા તે કોઈક જગાએ આપ્યા છે.

ગઝલમાં ટેક કડી ને પ્રાસની ગોઠવણ

ગઝલમા ટેક કડી ને પ્રાસની જૂદી જૂદી ગોઠવણ નીચે બતાવી છે.

૨ ( ૪+૩=૭×૩ ) ૪+૧
હમારા વક્ત સોના વક્ત હૈ બેદાર ગયરોકા,
જો અપના યાર થા વો અબ હુઆ હૈ યાર ગયરોકા.
અય બુલબુલ ! અબ તેરી ઈસ બાગમેં તૌકીર હૈ કેસી ?
હૈ માલી ગયરકે ગુલ ગયરકે ગુલઝાર ગયરોંકા.
બેદાર=જાગતા. તૌકીર=આબરૂ, માન

૨ ( ૪+૩+૪ ) ૧+૨ ( ૪+૩+૪ ) ૧
અગર હમ બાગમા હોતે, તો ગુલશનકો લુટા દેતે,
પકડકર દસ્તમેં બુલબુલ, ગુલોસે જા મિલા દેતે.

ગર હોતે બાગકે માલી, લુટાતે ફુલકી ડાલી,
બનાકર હાર ફુલોકા, વો દિલબરકો પ્હેના દેતે

આમા ઉપના માપથી વધારે એટલુ છે, કે આમા વચ્ચે વિરામ લીધો છે, ને પહેલી લીટીમા અતના જેવો પ્રાસ વચગાળે પણ રાખ્યો છે

આ બે ગઝલ બરાબર છે.

હ્રદયમા પ્રેમ છે જેને અખડાનદ છે તેને ટેક૦
ખરી જે પ્રેમની મસ્તી, જડી જેને ગઈ સસ્તી
પછી આરામ કે તસ્દી, ભરી વેરાન કે વસ્તી હ૦

---

દયાળુ દેવ છે જેના કરી લે તેહની સેવા
રહે છે આશ બીજાની ખરેખર એજ છે હાની ફ૦
બનાવ્યુ વિશ્વ આ જેવુ, કર્યું નિર્માણ જે તેણે
ખરુ તે તાહરી પાસે જુએ છે શીદ તુ વાસે ? દ૦

ગઝલની બાધણીની ખબર ન હોય કે જાણ્યા છતા બેદરકાર હોય, તે તેમા ઉપરના બે દાખલા જેવો ફેરફાર કરે છે પણ તેથી તે પદમા ફેરવાય છે, ને ગઝલ રહેતી નથી પછી સગીત પરત્વે તેનો ઠેકો ગઝલમા આવતા જેવો હોય તે જૂદી બાબત છે

૧ ( ૪+૨=૭×૩ ) ૨

। । । । । । ।
ઉગ્દમ ઇશ કહે થી ઇશ કહે તૂ છલ મેરી,
યહી મતનમકે ખાતર કરત ખુશામત મે તેરી ઉ૦
દહી અરૂ દૂધ શક્કર દેતહૂ ભરનક્ત તુઝે
તો ભી કમબખ્ત ! શ્રી હરિનામ સુનાતી ન ટેરી ઉ૦

આ ગઝલ બરાબર છે આમા છેલ્લી લીટી 'તો ની કમબખ્ત ! હરિનામ સુનાતી ન મુઝે' એમ હોત, તો એ, ગઝલ ટળીને, પદમા જાય

ગર હોતે બાગકે માલી, લુટાતે ફુલકી ડાલી;
બનાકર હાર ફુલોકા, વો દિલબરકો પ્હેના દેતે

આમા ઉપના માપથી વધારે એટલુ છે, કે આમા વચ્ચે વિરામ લીધો છે, ને પહેલી લીટીમા અતના જેવો પ્રાસ વચગાળે પણ રાખ્યો છે

આ બે ગઝલ બરાબર છે.

હૃદયમા પ્રેમ છે જેને, અખડાનદ છે તેને ટેક૦
ખરી જે પ્રેમની મસ્તી, જડી જેને ગઈ સસ્તી
પછી આરામ કે તસ્દી હશે વેરાન કે વસ્તી હ૦

---

દયાળુ દેવ છે કેવા, કરી લે તેહની સેવા
રહે છે આશ બીજાની ખરેખર એજ છે હાની દ૦
બનાવ્યુ વિશ્વ આ જેણે, કર્યું નિર્માણ છે તેણે
બહુ તે તાહરી પાસે, જુએ છે શીદ તુ વાસે? દ૦

ગઝલની બાધણીની ખબર ન હોય, કે જાણ્યા છતા બેદરકાર હોય, તે તેમા ઉપરના બે દાખલા જેવો ફેરફાર કરે છે પણ તેથી તે પદમા ફેરવાય છે ને ગઝલ રહેતી નથી પછી સગીત પરત્વે તેનો ઠેકો ગઝલમા આવતા જેવો હોય તે જૂદી બાબત છે

૧ (૪+૩=૭×૩) ૨

। । । । । । ।
હરદમ ઇશ ક્હે શ્રી ઇશ કહે તૂ જીભ મેરી,
યહી મતલબકે ખાતર કરત ખુશામત મે તેરી હ૦
દહીં અરૂ દૂધ શક્કર દેતહુ હરબખ્ત તુઝે,
તો બી કમબખ્ત! શ્રી હરિનામ સુનાતી ન ટેરી હ૦

આ ગઝલ બરાબર છે આમા છેલ્લી લીટી 'તો બી કમબખ્ત! શ્રી હરિનામ સુનાતી ન મુઝે' એમ હોત, તો એ, ગઝલ ટળીને, પદમા જાય

લીધો છે, ને પછી કડીના ત્રીજા ભાગનો પ્રાસ ટેકના પહેલા ભાગ સાથે મેળવ્યો છે.

બીજી રીત.

દરદીનો દાસ છું હું, દુજનો તો ખાસ છું હું. ૬૦
આ છલકદર્દ પ્યારા, જગને કરે ઓજારા:
પૂરનારો આશ છું હું. ૬૦

આના, એટલે બે સરખા ભાગવાળા, બીજાં માપમાં આ પ્રમાણે થઇ શકે.

આ પંક્તિનો દાખલો, વિરામ આગળ, ૩+૧+૧ મળીને, પાંચ માત્રાનો થવાથી, અનિયમિત માત્રામેળ માપનો છે.

૧ ( ૪+૩=૭+૩ ) ૧+૧ ( ૪+૩=૭+૩ ) ૧

લાલેરૂખા ! સનમગરા !, સર્વેસર્વાં ! તૂ કીસતી ?
સગદિલા ! મિત્રમગરા ! આફતે જાં ! તૂ કીસતી ?
ખાકની ગુલામે તો, મસ્ત શુદે જે જામે તો;
જાન અર્દિદ બનામે તો, સેહેરવાં ! તૂ કીસતી ?

ઓ લાલાના ફુલ જેવા ચહેરાવાળી, ચંપેલી જેવી છાતીવાળી, ચાલતા સાર્વભૌમના ઝાડ જેવી, ઓ ! તું કોણ છે ? ઓ પત્થર જેવા કઠણ હૃદયની, જુલમ કરનારી, જાનની આફત જેવી, ઓ ! તું કોણ છે ? ખાકની તારી ગુલામ, તારા જામથી મસ્ત થએલો, તેને તારા નામથી જાન આપ. ઓ ચાલતા આત્મા જેવી ઓ ! તું કોણ છે ?

૧ ( ૬×૩ ) ૨

યક નઝર તો આનકર દિખલા દે દીદાર,
હમ લખો પે આયાહૈં દર રહમ અપ યાર !
મર જાવે તેરા કરકે નઝારા, નિ૦

નિઆગ=ઓવાર્યો. નઝારા=દર્શન

---

૧ ( ૬×૩ ) ૧

નારી ગોરી ગોરી હોતીહૈ કિસ કામકી ?
નાહી પૂછુ જો પાઉં મેં બેદામકી ના૦

૧ ( ૬×૩ ) ૨

પીલા પીના મહુ બને જો એક દિન આવે તાપ,
ગોરી સુરત આપકી ધર રખિયે અપને આપ;

૨ (૪+૩+૪) ૨+૨ (૪+૩+૪) ૧

ફજેતા આ ફજેતાના, જુઓ સજ્જન ? તમે શાણા ફ૦

દોહરો.

પૈસાદાર નિજ પુત્રને, વ્હેલા સોંપે વેર
અદલ પોતસપોલ પણ, કહેવાતા તે શેઠ.

થયા વ્યભિચારી ટેકાણા, જુ૦

આમાં દોહરો વાપરીને 'પદ' કીધું છે.

## છંદની જાત.

### ચાર જાત.

પિંગળમાં છંદ, તેના માપ ઉપરથી, ચાર જાતના હોય છે

#### ૧—માત્રામેળ,

એટલે માત્રાની ગણત્રીની બાંધણીવાળા તે થોડા અઘરા, જેવું કે

ચોપાઇ.

૧ । ૪ । ૪ । ૪ । ૨
૧૫ | બાધો સ્વાભાવિક કલ્પના

#### ૨—અક્ષરમેળ,

એટલે લીટીમાં કેટલા અક્ષર આવે તે સંખ્યા ને લઘુગુરુનો ક્રમ, એ બે બાબતની બાંધણીવાળા તે સહુથી અઘરા છે જેવું કે

ભુજંગી

હરિ નામ રામે હરિ નામ રામે

#### ૩—અક્ષર સંખ્યા કિંચિત લઘુગુરુ મેળ,

એટલે લીટીમાં અક્ષરની સંખ્યા ખરી પણ લઘુગુરુના, બધી જગા નહીં ને, કોઈ અમુક જગા નક્કી કરેલી તે તે સહેલા છે જેવું કે

અનુષ્ટુપ

પૃથ્વી ગોળ રવિ ગોળ તારામંડળ ગોળ કે

#### ૪—અક્ષરસંખ્યામેળ,

એટલે માત્ર અક્ષરની ગણત્રીવાળા તે સહુથી સહેલા છે જેવું કે

મનહર.

શોક અને રોષ જુઓ, સ્વપ્ન જ સસાર વિષે,
વિષને પીયૂષ ભર્યાં, સાથ સાથ હોય છે

## બે ભાગ.

માપના વચના કટકાઓની માત્રાની બાબતે, બધા છદ બે ભાગમા વ્હેચી શકાય છે

### ૧—નિયમિત

એ વચના દરેક કટકાની માત્રા સખ્યાની બાબતે, સરખી હોય, તેને નિયમિત કહીએ

દાખલો ચોપાઇ

### ૨—અનિયમિત

તે ઓછી વધતી હોય, તેને અનિયમિત કહીએ

દાખલો, લહેરી

બીજું કારણ, એ ગણત્રી કોઈ કોઈ ઠેકાણે સહેલી પડે છે, ને ઠીક લાગે છે, તે છે.

।　　　।　　　।　　　।
હરિ રામ રામે હરિ રામ રામે

ત્રીજુ કારણ, પુસ્તકના લખાણમા સર્વત્ર એક સરખું ધોરણ રાખવાના હેતુનું છે.

વચના કટકા સાત માત્રાના.

માપમા વચલો, એક કે વધારે, કટકો સાત માત્રાનો હોય, સાતના ભાગ ૩+૪ થી પડ્યા હોય, ને માપનો આગલો કટકો ચાર માત્રાનો હોય, તો ૩+૪ ની ગણત્રીમા, આગળનો કટકો ત્રણ માત્રાનો થવાથી, ૩+૪ નો, ક્રમ બગડે છે, તેથી તેમા આગલો કટકો ચાર માત્રાનો આવી શકે છે, ને તે તેમ રહેવા દેવો, એ સારૂ છે

સાતના ભાગ ૪+૩ થી પડ્યા હોય, તો આગનો કટકો ત્રણ માત્રાનો થવાથી, માપ ૪+૩=૭ માથી ફેરવાઈને, ૩+૪=૭ મા આવે છે. તેમા આગલો કટકો ચાર માત્રાનો રહી શકે, તેમ નથી તેથી તેને તેમ ફેરવાવા દેવું, ને ફેરવવું, એ સારૂ છે

| | |
|---|---|
| ૪ ।　૩ ।　૪ । ૨<br>સત્યનો જ પેજો પક્ષ | યોગ્ય |
| ૧ । ૩ ।　૩ ।　૪ । ૨<br>સત્યનો જ લેજો પક્ષ | અયોગ્ય |
| ૪ ।　૪　। ૩ । ૧<br>સત્યના લો પક્ષને | અયોગ્ય |
| ૧ । ૩ ।　૪　। ૩ । ૧<br>સત્યના લો પક્ષને | યોગ્ય |

એમ વિચાર આવે, કે બીજા નબરના દાખનામા માપ અનિયમિત થાય છે, તો તેને તેમ, અનિયમિત તરીકે, થવા દેવુ, પણ ' અનિયમિત ' મા એમ લેવું, તેના કરતા આગળ ચાર માત્રા રાખી, માપનુ અનિય